પ્રકીર્ણ ભગવચ્ચરિતમાં વિલીન તચ્ચિત્ત એકભાવને પ્રાપ્ત કરશે ત્યારે તેઓ પૂર્ણમનોરથા થશે, અત્ર 'મનોરથ' પદનો અર્થ 'ભગવત્સમ્બન્ધવિધાયક ભાવ' કરવો, તેમનો તે મનોરથ પૂર્ણ થશે, અર્થાદ્ આન્તર રમણ પ્રાપ્ત થશે, અને તેથી પૂર્વોક્ત ગુણગાનપ્રયોજન ભાવસ્થૈર્ય થશે, પરન્તુ હાલની સર્વ સામગ્રી વિશકલિતા છે-તત્તદન્તઃસ્થિતા સુધા વિશકલિતા-તત્તદન્તઃસ્થિતા-જ છે તેથી દુઃખે ખિન્નવચન કરે છે, મૂલમાં 'વાસર' પદથી તાત્પર્ય કથંચિત પ્રાણધારણ લક્ષાય છે. ૧.

**कारिकार्थ**-હરિની વેણુનાદપુરઃસરા સર્વોત્તમા લીલા યુગલશ્લોકમાં સર્વત્ર પ્રથમ શ્લોકમાં નિરૂપાય છે, 'તે લીલા કીદશી?' એમ આશઙ્કીને "હેતુઃ સર્વત્ર વાચ્યેયં" કહે છે, પ્રત્યેક યુગલના વ્યોમયાનવનિતામૂર્ચ્છાદિરૂપ દ્વિતીય શ્લોકમાં જે વાચ્ય અર્થ તત્ર હેતુભૂતા જે લીલા તેનુ કથન પ્રત્યેક યુગલના પ્રથમ શ્લોકમાં છે, અને 'દેવસ્ત્રી[1] ગો[2] સરિત્[3] પાદપલતા[4] અને પક્ષી[5] તથા મેઘ[6] પ્રલાદ્ય[7] તથા ગોપિકા[8] હરિણી[9] અને દેવગન્ધર્વ[10] એમ દશનું અને 'દ્વિધા ભગવાન્ હરિ'-એ દ્વયનું એમ સર્વ મલીને દ્વાદશનું-નિરૂપણ ઉત્તર યુગલશ્લોકમાં છે, કારણ કે તેઓ વેણુનાદનિકરસક્ત છે, પાદપ અને લતા એકશ્લોકોક્ત એકવિધ છે તેથી દેવસ્ત્ર્યાદિ દેવગન્ધર્વાન્ત એમ દશવિધ દશયુગલનિરૂપિત વેણુવાદરસક્ત કહ્યા અને અન્ત્ય યુગ્મદ્વયમાં તો ભગવાન્નું જ કથન છે એમ "દ્વિધા ચ ભગવાન્ હરિઃ"ચરણે કહ્યું, અન્તિમશ્લોકદ્વયોક્ત દ્વિધા ભગવાન્ હરિ જ છે તેથી વેણુવાદનિકરસક્તમાં સર્વ મલીને દ્વાદશવિધ છે તેથી ઉત્તર શ્લોકમાં-પ્રતિયુગલ દ્વિતીયશ્લોકમાં-તેમનું-દ્વાદશનું-નિરૂપણ છે, અન્ત્ય યુગલદ્વયનું તાત્પર્ય વદતાં "જાનાતિ" ઇત્યાદિએ કહે છે કે હરિ ભગવાન્ સ્વયં જ એતદ્રસને જાણે છે અને જાણે છે જ તેથી અન્તે "ઉત્સવ-શ્રમરુચા" અને "યદુપતિર્દ્વિરદરાજવિહારઃ" શ્લોકમાં એમ વારદ્વય અનન્યસક્તત્વે ભગવાન્નું કથન કર્યું, અત્ર "જાનાતિ ભગવાન્ એવં" અને "જાનાતિ એવ હરિઃ સ્વય" એમ વારદ્વયોક્તિએ ભગવાન્નું શ્લોકદ્વયોક્તત્વ બોધ્યું, અત્ર-પ્રતિયુગલ દ્વિતીયશ્લોકમાં-વેણુનાદરસક્તનું કથન થાય છે તત્ર ભગવાન્માં દ્વિવિધ નિયમપરિસઙ્ખ્યારૂપ પણ નિયમ કહ્યો, આ રસને ભગવાન્ જ જાણે છે તેથી યથાયોગ્ય ખિન્નતાપનિવૃત્તિપૂર્વક રસદાન ભગવાને જ કરી શકાય છે-નહિ કે ચન્દ્રાદિએ પણ-તેથી "સુહૃદાશિષો દ્વિસખા સ્વયમેવ એતિ" એમ અર્થ સિદ્ધ થયો, અત્ર 'એવ'કારે ચન્દ્રાદિની વ્યાવૃત્તિ કરી, 'ભગવાન્ બાલક હોવાથી જ્ઞાનપૂર્વક અસાધારણલીલા કયે પ્રકારે કરશે?' એમ આશઙ્કીને "યદુપતિ" શ્લોક કહ્યો તેથી "જાનાત્યેવ" કહ્યું, અત્ર બાલત્વે સમ્ભાવિત અજ્ઞાનની નિવૃત્તિ 'એવ'કારે કરી, તેથી ઉભયવિધ નિયમાર્થ ભગવાન્નું કથન અન્ત્ય યુગ્મદ્વયમાં ઉત્તરશ્લોકે વારદ્વય કહ્યું, તત્ર પ્રથમમાં "ભગવાન્ એવ જાનાતિ" એમ અન્યયોગવ્યવચ્છેદે 'પરિસઙ્ખ્યા' માનીને ભગવાન્ જ જાણે છે અન્ય-ચન્દ્રાદિ-જાણતા નથી' એમ અર્થ કરવો, અને અનન્તરમાં "જાનાત્યેવ" એમ અયોગવ્યવચ્છેદે 'નિયમ' માનીને 'ભગવાન્ જાણે જ છે'-ભગવાન્ બાલ હોવાથી ભગવાન્માં અજ્ઞાન છે એવો અજ્ઞાનયોગ તત્ર નથી-એમ અર્થ કરવો, તેથી ઉભયવિધ નિયમાર્થ ભગવાન્નું કથન વારદ્વય કર્યું, નાદનો અનુભાવ તો પૂર્વે ત્રિવિધા સ્ત્રીઓમાં ઉદીરાય છે, દેવસ્ત્રીમાં ગોમાં અને સરિત્માં એ સ્ત્રીત્રિકમાં નિરૂપાય છે, તતઃ પાદપ પક્ષી અને મેઘ એમ ત્રિવિધ પુમાન્માં ઉદીરાય છે, અત્ર લતાની પણ ગણના તરુસંપાતિત્વે પુમાન્માં જ કરી તેથી પુમાન્નું પણ ત્રિક કહ્યું, તદનન્તર પ્રલાદ્ય ગોપી તથા મૃગી કહ્યાં, આ ત્રયમાં પણ રાજસસાત્ત્વિકતામસત્વભેદત્રિક જાણવું, દેવસ્ત્ર્યાદિ ત્રય રાજસ છે પાદપલતાદિ સાત્ત્વિક છે અને પ્રલાગોપીમૃગીત્રિક તામસ છે, અને સકલ સુર-સર્વ ઉપદેવગણાદિ-પ્રકીર્ણ છે, આ સર્વમાં વેણુનો અનુભાવ 'સર્વે' ઇત્યાદિએ કહે છે કે પૂર્વે આ દશ પણ નાદરસના અનભિજ્ઞ હતા પશ્ચાદ્ નાદશ્રવણમાત્રે વસ્તુનું જ મૂર્ચ્છાદ્યુત્પાદન જે સામર્થ્ય તેણે સંયુત-તત્કલાધારવસ્તુસામર્થ્યે સંયુત-તેઓ થયા, વેણુનાદનો તેમને વિષે આ અનુભાવ અત્ર "હિ"પદે કહ્યો, અર્થાદ્ હેત્વન્તરના અભાવથી નાદનો જ આ અનુભાવ છે એમ નિશ્ચિત થાય છે, પ્રથમ આ દ્વાદશ રસજ્ઞ છે એમ જે કહ્યું હતું તત્ર દ્વાદશમાં પણ આ દશ તો પૂર્વે રસાનભિજ્ઞ હતા અને તતઃ નાદાનુભાવે તે દશ કિંચિદ્રસજ્ઞ થયા પરન્તુ દ્વિવિધ ભગવાન્ તો સર્વથા જ રસજ્ઞ છે એમ દ્વાદશમાં પણ દશ તો કિંચિદ્રસજ્ઞ અને દ્વિવિધ-પરિસઙ્ખ્યાત્મક અને નિયમાત્મક વા સંયોગાત્મક અને વિપ્રયોગાત્મક-ભગવાન્ તો સર્વથા જ રસજ્ઞ છે એમ વિભેદ છે, આ પ્રકારે વેણુ દ્વાદશધા ફલે છે તેથી-અત્ર વેણુ દ્વાદશધા નિરૂપ્યો, દશ યુગ્મમાં મૂર્ચ્છાદિપ્રકારે એકાદશ યુગ્મમાં તાપહરણપ્રકારે અને દ્વાદશ યુગલમાં અસાધારણલીલાપ્રકારે એમ દ્વાદશ પ્રકારે વેણુ ફલે છે તેથી-અત્ર વેણુ દ્વાદશધા નિરૂપ્યો. (કા. ૧-૬૨).

. **आभास**-તત્ર સ્ત્રીપ્રાધાન્યથી દેવસ્ત્રીઓ મુખ્યા તેથી તેમનામાં વેણુનાદપ્રભાવ વદવાને જે પ્રકારે વેણુનાદનું ઉત્થાન થાય છે તે પ્રકારનું કથન શ્રીસ્વામિનીજીઓ "વામબાહુકૃતવામકપોલ"યુગ્મે પ્રથમ કરે છે.

वामबाहुकृतवामकपोलो वल्गितभ्रुरधरार्पितवेणुम् ।
कोमलाङ्गुलिभिराश्रितमार्गं गोप्य ईरयति यत्र मुकुन्दः ॥ २ ॥

व्योमयानवनिताः सह सिद्धैर्विस्मितास्तदुपधार्य सलज्जाः ।
काममार्गणसमर्पितचित्ताः कश्मलं ययुरपस्मृतनीव्यः ॥ ३ ॥

**અક્ષરાર્થ—હે શ્રી ગોપીજન ! વામબાહુકૃતવામકપોલ વલ્ગિતભ્રુ અધરાર્પિતવેણુ મુકુન્દ કોમલાઙ્ગુલિઓએ આશ્રિતમાર્ગ વેણુને જ્યાં ઈરે છે કે તત્ર સિદ્ધોએ સહ વ્યોમયાનવનિતા વિસ્મિતા થયાં તેને–વેણુનાદને–ઉપધારીને સલજ્જા થયાં કામમાર્ગણ-સમર્પિતચિત્તા થયાં અને અપસ્મૃતનીવી થઈને કશ્મલને પ્રાપ્ત થઈ ગયાં. ૨–૩.**

**વ્યાખ્યાન**–યત્ર મુકુન્દ અધરાર્પિતવેણુને ઈરે છે તત્ર–તે ક્ષણે–વ્યોમયાનવનિતા કશ્મલને પ્રાપ્ત થયાં એમ સમ્બન્ધ છે, 'વામ' ઇત્યાદિએ પ્રકારાન્તરવ્યાવૃત્તિ કથી તેથી 'વેણુનાદ' ઇત્યાદિએ વ્યાવર્ત્યનું સ્વરૂપ કથે છે કે વેણુનાદ પઞ્ચધા થાય છે, (૧–૨) દક્ષિણવામભેદે મુખની પરિતઃ (૩) સમતાએ (૪) ઉપરિ અને (૫) અધઃ ધારણે, વ્યાવૃત્તિમાં હેતુ કથે છે કે તત્ર વામપરાવૃત્ત વેણુનાદ સ્ત્રીઓમાં કામોદ્બોધક છે, દક્ષિણપરાવૃત્ત વેણુનાદ સ્ત્રીઓમાં અને પુરુષમાં કામોદ્બોધક છે, ઉચ્ચૈઃપરાવૃત્ત વેણુનાદ દેવોમાં કામોદ્બોધક છે, અધઃપરાવૃત્ત વેણુનાદ તિર્યગ્માં કામોદ્બોધક છે અને સમતાએ વેણુનાદ સર્વ અચેતનોમાં કામોદ્બોધક છે, તત્ર દેવસ્ત્રીઓમાં કામોદ્બોધક વામપરાવૃત્ત જ વેણુનાદ છે તેથી "વામબાહુકૃતવામકપોલઃ" એમ કથન કર્યું, માનુષ ભાવને અનતિક્રમીને જ ભગવાન્ લીલા કરે છે તેથી 'માનુષભાવાદ્' ઇત્યાદિ કથ્યું, 'માનુષ ભાવથી દેવભાવ મહાન્ છે તેથી માનુષ નાદે કાંઇ દેવસ્ત્રીને ભ્રમ થશે નહિ' એમ આશઙ્કીને "તદ્ભ્રૂવિજૃમ્ભઃ પરમેષ્ઠિધિષ્ણ્યં" વાક્યથી ભ્રૂવિલાસને નાદમાં યોજ્યો એમ 'વામબાહુ' ઇત્યાદિએ કથે છે, 'વામબાહુમાં કૃત–યોજિત–છે વામકપોલ જેમણે અને વલ્ગિતા છે ભ્રૂ જેમની એવા મુકુન્દ,' અત્ર ભ્રૂ દક્ષિણા જાણવી કારણ કે અભિનય તે જ પ્રકારે હોય છે, વામબાહુકૃત-વામકપોલ હોય છે ત્યારે દક્ષિણા જ ભ્રૂ અભિનયમાં વલ્ગિતા–ઉચ્ચગતિયુક્તા–હોય છે, અધર લોભાત્મક છે એમ પૂર્વે વર્ણિત છે, તે–પૂર્વે વર્ણિત લોભાત્મક–અધરમાં વાદનાર્થ વેણુનું સમર્પણ આવશ્યક છે, એમ સતે વેણુ લુબ્ધ હોવાથી તેમ થયું, તત્ર અધરમાં જો વેણુનાદ સમર્પિત થાય તો તે પરમાનન્દનું દાન કરતો નથી પરન્તુ કામને જ ઉદ્બોધે છે કારણ કે દેવસ્ત્રીઓ વેણુનાદનું શ્રવણ કરીને પણ વિરહજનિત કલેશને જ પ્રાપ્ત કરે છે, કાંઇ પરમાનન્દને પ્રાપ્ત કરતાં નથી, તત્ર પણ ક્રિયાશક્તિ જો પુષ્ટા હોય ત્યારે તો લોભાત્મક અધરમાં સમર્પણે પણ તાર નાદે વિશેષજ્ઞાનથી અભિલાષ પૂર્ણ પણ થાય, લુબ્ધથી–લોભસમ્બદ્ધ વેણુથી–પણ ફલ સિદ્ધ થાય, પરન્તુ તેમ પણ નથી, એમ "કોમલાઙ્ગુલિભિઃ" ઇત્યાદિએ કથે છે, કોમલાઙ્ગુલિએ આશ્રિત છે માર્ગ જેનો એવો વેણુ, કારણ કે આદિમાં મન્દ પ્રકારે જ વેણુનાદ ઉચિત છે, વેણુના 'માર્ગ' અર્થાદ્ રન્ધ્ર, ગાઢ ભાવે તેમના નિષ્પીડને નાદ તાર થાય છે મધ્યભાવે નિષ્પીડને નાદ મધ્યમ થાય છે અને કોમલ ભાવે નિષ્પીડને નાદ મન્દ થાય છે, આ સર્વાનુભવસાક્ષિક છે એમ જણાવવાને "ગોપ્યઃ" સમ્બોધન થયું છે, 'ઈરણ' અત્ર વાદન છે, અત્ર 'વેણુનાદેન' ઇત્યાદિએ 'મુકુન્દ'પદના તાત્પર્યકથનમાં પરોક્ષવાદકથન છે કારણ કે વિવક્ષિત અર્થ ગોપ્ય છે, "મુકુન્દ" પદે પ્રયોજન કથે છે કે જો વેણુનાદે જગત્ શુદ્ધ થઈ જાય ત્યારે તો હું–મુકુન્દ–મોક્ષનું દાન કરીશ, અત્ર 'શુદ્ધિ'પદે ભગવદ્ભાવાન્યભાવરાહિત્ય અને 'મોક્ષ'પદે ભજનાનન્દાનુભવ જાણવો, એ પ્રકારે હિતાર્થે પણ વેણુવાદન સતે જેઓ મોક્ષાનધિકારી હતાં તેમને તો કામ જ થયો એમ "વ્યોમયાનવનિતાઃ" ઇત્યાદિ ઉત્તર શ્લોકે કથે છે, વ્યોમયાન–વિમાનયાન સર્વે દેવયોનિ–સર્વે દેવયોનિ વિમાને ગાન કરે છે તેમની–વિમાનયાનની–જે વનિતાઓ તે 'વ્યોમયાનવનિતાઃ,' અધિકારિત્વથી સ્ત્રીત્વથી અને ભોગ્યત્વથી પણ તેઓ મુક્ત્યધિકારિણી નથી, તેઓ સિદ્ધે પણ સહિતા છે, ભગવદ્વ્યતિરિક્ત અણિમાદિક સર્વનું જ દાન કરવાને તે સિદ્ધ સમર્થ છે, સિદ્ધોનું તથાસામર્થ્ય સ્પષ્ટ જ છે, દાન કરવાને પણ જેઓ સમર્થ છે તેઓ સ્વયં અનુભવે એમાં તો આશ્ચર્ય જ શું ? અને સ્વયં પણ ગાનમાં અત્યન્ત નિપુણ છે, પ્રથમ તો તેઓ વેણુનાદને શ્રવીને વિસ્મિતા થઈ ગયાં અને તતઃ અલ્પકામોદ્રેકે તદ્વેણુનાદને ઉપધારીને તેઓ સલજ્જા થઈ ગયાં કે ભર્તા જાણશે, તતઃ જેમ મારણથી પૂર્વે ભીરુઓ સ્વયં જ આત્માનું સમર્પણ મારકને કરી દે છે તેમ અત્યન્ત કામોદ્રેકે

કામે મરણશઙ્કાએ સ્વાત્મરક્ષાર્થ કામમાર્ગણથી સમર્પિત કર્યું છે ચિત્ત જેમણે એવાં "કામમાર્ગણસમર્પિતચિત્તાઃ" થઈ ગયાં, અત્ર ભગવાન્ જ કામરૂપ છે અને ભગવાન્‌ની અઙ્ગુલિ કામશર છે, કારણ કે "કુસુમશરશરપ્રાન્તા હિ તે "શ્લોકમાં તેમ કહ્યું છે, અને તેથી આ નાદ કયે પ્રકારે થયો એમ ગવેષણાર્થ-શોધનાર્થ-ભગવાન્‌ની અઙ્ગુલિમાં તેમણે ચિત્ત સમર્પ્યું કે તેથી કાંઇક સ્વાસ્થ્ય થાય, તતઃ કામે પીડિતા તેઓ કશ્મલને-મૂર્ચ્છાને-પ્રાપ્ત થઈ ગયાં, તે મૂર્ચ્છા અત્યન્તવિસ્મારિકા છે એમ "અપસ્મૃતનીવ્યઃ"પદે કહે છે, અપસ્મૃતા છે નીવી-કટિવસ્ત્ર-જેમણે એવાં 'અપસ્મૃતનીવ્યઃ' તેઓ થઈ ગયાં, આ પ્રકારે જે વેણુનાદ વ્યોમયાનવનિતાને અત્યન્ત કામોદ્બોધક થયો ત્યારે તે વેણુનાદ આપણને-શ્રીગોપીજનને-મૂર્ચ્છાદિ પ્રાપ્ત કરે તો તત્ર આશ્ચર્ય જ શું? ૨-૩.

**સ્વતન્ત્ર**—'વેણુનાદે દેવસ્ત્રીઓના પણ વિસ્મયોત્પત્તિપૂર્વક કામોદ્રેકથી મૂર્ચ્છાએ વિસ્મૃતનીવીત્વથી તેમને ભગવદ્રસસમ્બન્ધ નહિ હોવાથી જેમ આ દશા રસાભાસદશા એમ નિશ્ચિત થાય છે તેમ 'નિજપદાબ્જદલૈઃ'યુગલમાં વેણુનાદથી વ્રજસીમન્તીઓની પણ નીવીકબરવિસ્મૃતિ પણ કહી જ છે ત્યારે વ્રજસીમન્તિનીઓનું દેવસ્ત્રીતુલ્યત્વ કેમ નહિ?' એમ આશઙ્કા થતી હોય તો તત્ર સમાધાન વદીએ છીએ, યદ્યપિ મૂર્ચ્છાએ દેવસ્ત્રીનો નીવ્યનુસન્ધાનાભાવ કહ્યો છે તથાપિ તે અનુસન્ધાનાભાવમાં કારણ ભગવદ્ભાવ નહિ પરન્તુ કેવલ કામભાવ હોવાથી તત્ર રસાભાસત્વ છે, નહિ કે રસાત્મકત્વ, 'તે અવસ્થા વેણુનાદશ્રવણાનન્તર થયલી હોવાથી ભગવદ્ભાવજન્યા કેમ નહિ?' એમ શઙ્કા હોય તો સત્ય છે, યત્ર યત્ર વેણુનાદજનિત કાર્ય કથાય છે તત્ર તત્ર તદનુરૂપ ભગવત્સ્વરૂપ કથાય છે, અત્ર આ વેણુનાદ જો એમના ભાવોત્પાદનમાં કારણ હોય ત્યારે તો સ્વરૂપનું પણ તદ્ભાવોત્પત્ત્યનુરૂપત્વ જ કહે, પરન્તુ અત્ર તો ભગવાન્‌માં પ્રવેશત્વ નિરૂપિત હોવાથી સ્વરૂપ નાદાનુગુણ નથી અને તેથી નાદ ભગવદ્ભાવહેતુ નથી, કિઞ્ચ દેવસ્ત્રીનો અનુસન્ધાનાભાવ ભગવદ્ભાવજન્ય નથી એમાં હેત્વન્તર પણ 'વિસ્મિતાઃ' પદે કહે છે, એમને તો નાદશ્રવણ કેવલવિસ્મયોત્પાદક જ થયું-નહિ કે ભગવદ્ભાવોત્પાદક-સર્વવિસ્મારકત્વે વસ્તુસ્વરૂપાજ્ઞાનથી વિસ્મય પણ લૌકિક જ કામનો-નહિ કે અલૌકિક ભગવદ્ભાવાત્મક કામનો-જનક છે, આથી જ લૌકિક કામ અતિપ્રાચુર્યે અમને મારશે એ ભયે તે કામ દયાએ ન મારે એ અર્થે સ્વયં જ 'સમર્પિતચિત્તાઃ' થઈ ગયાં, જો આ ભાવ ભગવદ્ભાવાત્મક અલૌકિક હોય ત્યારે તો ભગવત્પ્રાપ્ત્યર્થ જ યત્ન કરે, નહિ કે સ્વરક્ષાર્થ કામમાર્ગણમાં ચિત્ત સમર્પે, તેથી એમની આ દશા લૌકિકભાવજન્યા-નહિ કે ભગવદ્ભાવજન્યા-જ છે એમ મહદ્ જ વૈલક્ષણ્ય છે, વ્રજસીમન્તિનીઓમાં તો વસનકબરના અનનુસન્ધાનમાં હેતુત્વે યુગલના આરમ્ભમાં જ સ્વરૂપ અને નાદ જ ઉપક્રાન્ત હોવાથી અને અગ્રિમ શ્લોકમાં ભગવત્કૃત ગતિવિલાસસહિત ઈક્ષણ મનોભવહેતુત્વે કહ્યું હોવાથી અને તત્ર એમના રસભાવકથનમાં 'મનોભવ'પદના પ્રયોગે આ ભાવ અલૌકિકભગવદ્ભાવાત્મક હોવાથી તદ્વેગજનિત વસનકબરાનનુસન્ધાન પણ ભગવદ્ભાવવેગજન્ય હોવાથી તત્કૃતદશા પણ અલૌકિક-ભગવદ્રસભાવજન્યા હોવાથી રસાત્મિકા જ-નહિ કે રસાભાસહેતુ-છે, દેવસ્ત્રીઓની તો દશા ભગવદ્ભાવરહિત કેવલલૌકિકકામજન્યા અને ભગવદનુપયોગિની હોવાથી રસાભાસહેતુ-નહિ કે રસાત્મિકા-જ છે તેથી સર્વ અનવદ્ય છે. ૨-૩.

**આભાસ**-ગોને પણ વેણુનાદે તેમ થયું એમ કથવાને પ્રકારાન્તરે વેણુરવોદ્ગમ "હન્ત ચિત્રં" યુગલે કહે છે.

हन्त चित्रमबलाः शृणुतेदं हारहास उरसि स्थिरविद्युत् ।
नन्दसूनुरयमार्तजनानां नर्मदो यर्हि कूजितवेणुः ॥ ४ ॥
वृन्दशो व्रजवृषा मृगगावो वेणुवाद्यहृतचेतस आरात् ।
दन्तदष्टकवला धृतकर्णा निद्रिता लिखितचित्रमिवासन् ॥ ५ ॥

**અક્ષરાર્થ**—હન્ત! અબલા! આ ચિત્ર શ્રવો, હારહાસ ઉરસિસ્થિરવિદ્યુદ્ નન્દસૂનુ અને આર્તજનના નર્મદે જ્યારે વેણુકૂજન કર્યું ત્યારે દૂરથી જ વેણુવાદહૃતચેતા વ્રજવૃષમૃગગો દન્તદષ્ટકવલા ધૃતકર્ણા અને નિદ્રિતા થઈને જાણે ચિત્રલિખિતા થઈ ગઈ. ૪-૫.

**વ્યાખ્યાન**-હે અબલાઓ! આ તો આશ્ચર્ય શ્રવો, જ્યારે નન્દસૂનુ કૂજિતવેણુ થયા ત્યારે વૃષ અને ગો દન્તદષ્ટકવલા નિદ્રિતા થઈ ગઈ એ. સમ્બન્ધ છે, ...ઓનો કામ 'સજાતીય જ હોય છે, ...વૃષભમાં વા

અપકૃષ્ટમાં હોતો નથી, મનુષ્યોનું પણ પશુત્વ શ્રુતિસિદ્ધ છે, દેવોની તો પ્રવૃત્તિ માનુષીમાં પણ થાય છે, અશ્વતરમાં તો વ્યવસ્થા અન્યા જ છે, સર્ગાદિમાં જ તેમ સિદ્ધ હોવાથી સજાતીયત્વ જ છે, તેથી તેમનામાં તો ભગવદ્વિષયક કામ નિષિદ્ધ છે, ભગવાનમાં તદ્વિષયક કામનો પણ નિષેધ "હીનેષુ" ઇત્યાદિએ કરે છે કે હીનમાં મહાનનો રમણાર્થ સમ્બન્ધ પણ રસાભાસજનક છે તેથી સમ્ભોગલક્ષણ કામને નિરાકરીને–અવિદ્યમાન હોવાથી તાદૃશ સમ્ભોગલક્ષણ કામને નહિ ઉદ્બોધીને–પશુમાં અત્યાવશ્યક ભક્ષ્યને વેણુનાદ નિરોધે છે, જે પ્રકારે પૂર્વત્ર–વ્યોમયાનવનિતામાં–સંભોગરસાનુભવ ન થયો તે જ પ્રકારે અત્ર ભક્ષણરસાનુભવ ન થયો, પૂર્વોક્ત 'વામબાહુકૃતવામકપોલત્વ'ની અનુવૃત્તિ અત્ર પણ છે જ, અપેક્ષિત પૂર્વ સર્વ જ સર્વત્ર અનુવર્તે છે, તત્ર જ અવાન્તરભેદ વક્તવ્ય છે, "હન્ત" પદ ખેદમાં પ્રવર્તે છે, યત્ર ગોની પણ સર્વક્રિયાનિવૃત્તિ થઈ ગઈ તત્ર આપણી સર્વક્રિયાનિવૃત્તિ ન થતાં ક્રિયોદ્બોધ જ થાય છે એમ ખેદથી "ચિત્રં" પદ કહે છે, પૂર્વની–વ્યોમયાનવનિતાની–અપેક્ષાએ પણ આ ઉત્કૃષ્ટા છે, દેવસ્ત્રીઓ તો પુરુષોત્તમમાં કામુકી થાય જ છે પરન્તુ ગો કામુકી થાય એ તો અત્યાશ્ચર્ય છે, "અબલાઃ" સમ્બોધને તત્ર–વૃન્દાવનમાં–ગમન કરીને આપણે દર્શન પણ કરી શકતાં નથી એમ ધ્વનિત કર્યું, હું જે આ પ્રવચ્મિ છું તે આપ સર્વે શ્રવો, અત્ર આન્તર રમણમાં ગોપિકા નવવિધા છે, અત્ર આ અભિસન્ધિ છે, બાહ્ય રમણમાં સ્વરૂપનું પ્રાધાન્ય છે અને સ્વરૂપ ષડ્ગુણ છે તેથી સ્વરૂપૈકનિષ્ઠત્વથી આ ગોપિકા પણ ષડ્ગુણરૂપા નિરૂપ્યાં હતાં, પરન્તુ આન્તર **રમણમાં તો ભાવનું પ્રાધાન્ય** છે અને તેથી ભક્તો સત્ત્વાદિ દૃષ્ટાન્તે નવવિધ છે તેથી ભાવૈકનિષ્ઠત્વથી આ ગોપિકાઓ પણ નવવિધાત્વે નિરૂપાય છે, તેમાં પણ પ્રથમા ત્રયી રાજસી–રજોભેદભિન્ના–છે અને તત્ર આ વક્ત્રી શુદ્ધરાજસી છે, તેથી જ પૂર્વોક્તા રાજસસાત્ત્વિકી અને અગ્રિમા રાજસતામસી છે એમ જાણવું, અને ગુણાતીતમાં કર્મજ્ઞાનભક્તિએ પ્રકારત્રય છે, એ પ્રકારે વક્તૃવ્યવસ્થા છે, પ્રથમયુગલત્રયવક્ત્રી રાજસી છે તત્ર પણ આ રાજસરાજસી છે, પ્રથમ તો ભગવાનનું મહદ્ગુણિત સ્વરૂપ આપ શ્રવો એમ કથીને ભગવાનને ચતુર્ધા વર્ણે છે, (૧) હારવત્ છે હાસ જેમનો એવા **હારહાસ** (૨) ઉરમાં છે સ્થિરા વિદ્યુત્ જેમના એવા **ઉરસિસ્થિરવિદ્યુત્** (૩) નન્દના સૂનુ **નન્દસૂનુ**, અને (૪) સર્વ જ **આર્ત જનના**–કેવલ નન્દના જ નહિ–**નર્મદ**, તત્ર–સર્વના સુખદત્વકથનમાં–સાધક પ્રાકટ્ય છે તેથી હેતુ 'અયં' પદે કથે છે, અન્યથા ઇદાનીં અગ્રે પ્રકટ ન થાય, યદા દ્વિતીય મુહૂર્તે નિર્ગમતા ભગવાનને આલક્ષીને આ કથે છે, તદા પ્રતિમુહૂર્ત યુગલ થાય છે, સન્ધ્યાના અને સન્ધ્યાંશના અન્તરે દ્વાદશ જ મુહૂર્ત છે એમ સોમોત્પત્તિમાં નિર્ણય છે, તત્ર સોમોત્પત્તિમાં "ત્રિમુહૂર્તં વસેદપ્સુ ત્રિમુહૂર્તં જગ્રે વસેત્ ત્રિમુહૂર્તં વસેદ્ ગોષુ ત્રિમુહૂર્તં વનસ્પતૌ' એમ અમાવાસ્યામાં સોમનું દિવસે સ્થિતિસ્થાન કથ્યું છે, એમ સતે દિન દ્વાદશમુહૂર્તાત્મક હોવાથી પ્રતિમુહૂર્ત પ્રભુ જે જે લીલા કરે છે તે તે લીલાનું અત્ર ગાન કરે છે એમ દ્વાદશ સઙ્ખ્યાએ જ્ઞાપિત થાય છે, લીલાસહિત ભગવાન હૃદયમાં પ્રકટ થયા છે તેથી પ્રિય જ્યારે જે લીલા કરે છે ત્યારે જ તે જ લીલા સ્વામિનીહૃદયમાં સ્ફુરે તેથી કાંઇ પણ અનુપપત્તિ અત્ર નથી, અન્યના તો દન્તમાં પ્રભા જ ન હોવાથી તેમના હાસનો વિભાગ દન્તે કરી શકાતો નથી પરન્તુ ભગવાનના દન્તમાં તો માણિક્ય–દૃષ્ટાન્ત કથ્યો છે તેથી પ્રભાવત્ત્વે દન્તે હાસનો વિભાગ થાય છે, અન્યનું હાસ્ય રજ્જુવત્–કિર્મીરિત–એકરૂપ હોય છે પરન્તુ દન્તની કાન્તિએ ભગવાનનો વિભક્ત હાસ તો મુક્તાહારવદ્ હોય છે, જેમ રત્ને મુક્તા વ્યવહિતા હોય છે તેમ અત્ર દન્તે હાસ વ્યવહિત છે, અત્ર કેવલ મુક્તાહારતુલ્યત્વે ચિત્રતા પ્રાપ્ત થતી નથી તેથી "યથા રત્નૈઃ"એમ ચિત્રતાર્થ કથ્યું, અધરપ્રભાએ દન્તનું અરુણત્વ સહજ છે, હાસવિભાગસ્થૈર્યસૂચિત અર્થ "અનેન" ઇત્યાદિએ કથે છે કે ભગવત્સ્નેહે સર્વાત્મના માયાદ્યપગમ પ્રમાણબલ છે, તે માયાની સ્થૈર્યકૃતિએ તો પ્રમાણબલનું નિરાકરણ થાય છે, એમ સતે સ્નેહકાર્યના અને માયાકાર્યના સહભાવકરણે ભગવત્સ્નેહયુક્ત પણ સજીવજીવરૂપ જગતનું વિષયરૂપ પ્રપઞ્ચમાં મોહજનકત્વ સ્થિર કર્યું, આથી જગતનું પ્રપઞ્ચમાં મોહજનકત્વ સ્થિર કર્યું, અત્ર 'ભગવતઃ' કર્તૃષષ્ઠીપદ શેષ માનીને 'ભગવત્કૃત મોહજનકત્વ' એમ અર્થ કરવો, આ પણ એક ચિત્ર, એતાદૃશ સૂચિત અર્થના કથનમાં 'હન્ત'પદે ખેદોક્તિ બીજ છે, કારણકે, ભગવાનમાં રાગવાનને–અનુરક્તને–અન્યત્ર પણ રાગ છે એ દર્શને ભક્તોને અવશ્ય ખેદ ઉત્પન્ન થાય છે, અન્યથા તો સ્નેહે સર્વત્યાગે ભક્તોએ સહ લોકમાં લીલા ન થાય તેથી ભગવાન હારહાસે તેમ મોહ કરે છે, અત્ર દૃષ્ટાન્તે–'યથા' ઇત્યાદિએ–શ્રુતાર્થાપત્તિને વ્યુત્પાદે છે, સ્નેહકલાએ માયા વિભક્તા છે, પરન્તુ લોકમાં એ પ્રકારનો હાસ સમ્ભવતો નથી તેથી અત્ર પણ અસમ્ભાવના મા થાઓ એ આશયે 'શ્રુતાર્થાપત્તિ' ઇત્યાદિએ પ્રમાણ કથ્યું,

એ જ પ્રકારે અગ્રિમ 'ઉરસિસ્થિરવિદ્યુત્' પદમાં પણ જાણવું, તત્ર અચિરસ્થાયિત્વધર્મસામ્યે 'વિદ્યુત્'પદે ધર્મ લક્ષાય છે, એવી શ્રુતાર્થાપત્તિ આ અર્થનિરૂપણમાં સર્વત્ર મુક્ત છે, જેમ "દૃષ્ટે નાનુપપત્તિઃ" એમ દૃષ્ટાનુસારે જ લોકમાં સર્વ વ્યવસ્થપાય છે-કારણ કે "ન હિ દૃષ્ટે અનુપપન્નં નામ બાધાતાદ્"એમ ન્યાય છે-જેમ લૌકિકોની તો આ વ્યવસ્થા છે કે સર્વથા દૃષ્ટનો વિરોધ અંગીકરાય જ નહિ તેમ વૈદિકોની પણ વ્યવસ્થા છે કે સર્વથા શ્રુતિનો વિરોધ અંગીકરાય નહિ, તેથી શ્રુતાર્થાપત્તિથી તે પ્રકારે નિરૂપાય છે, હારહાસત્વરૂપ પદાર્થ મોહજનનપર્યન્તતાત્પર્યે સ્થિર થાય છે, કારણ કે પ્રયોજનાભાવે "હારહાસ"પદ વદે નહિ, તેથી તાવન્મોહજનનપર્યન્ત અર્થ "હારહાસ"પદને અનુગુણ તદનુગત છે, જેટલાએ જ બોધ્યમાન પદાર્થ સ્થિર થાય તાવાન્ તદનુગુણ કથાય છે એમ વ્યવસ્થા સર્વત્ર છે, યદ્વા હારવદ્ ભગવદુરમાં જ હારસ્થિતિએ વિભાગરથૈર્યસૂચિતા જે પ્રપઞ્ચવિષયિણી આસક્તિ તે આસક્તિને પણ ભગવાન્ સ્વવિષયિણી જ કરે છે, એમ સતે પ્રપઞ્ચમાં પ્રપઞ્ચવિષયક જે મોહ તે મોહનું સ્વવિષયત્વે જનકત્વ સ્થિર કર્યું, "જગતઃ પ્રપઞ્ચે મોહજનકત્વં સ્થિરીકૃતં"નો અર્થ એ પ્રકારે સિદ્ધ થાય છે, સ્વમાત્રવિષયક આસક્તિજનકત્વ લોકમાં અતિ અપ્રસિદ્ધ તેથી અત્ર 'ચિત્રતા' છે, અને અગ્રે પણ એમ જ જાણવું, આ પક્ષમાં 'હન્ત' પદ હર્ષમાં પ્રવર્તે છે, અત્ર કોઇનું પણ બલ પ્રભવતું નથી એ જ્ઞાપનાર્થ "અબલાઃ" સમ્બોધન ધર્યું, વિશેષણદ્વયનો મુખ્યાર્થ અતિગોપ્ય છે તેથી પિતૃચરણે લખ્યો નહિ-કારણ કે સ્વામિનીઓએ પણ ગૂઢાર્થજ્ઞાનાર્થ સાવધાનતાએ આ શ્રોતવ્ય છે એ આશયે "ઇદં શૃણુત" પદ કહ્યું-અને તેથી અમે પણ તે મુખ્યાર્થ લખતા નથી, કારણ કે તદનુગ્રહવાનને સ્વતઃ જ તેની સ્ફૂર્તિ થાય છે અને અન્યને તો તેનું જ્ઞાન અનુચિત છે, ભગવન્માત્રમાં સ્નેહવાનની અન્યધર્મનિવૃત્તિ સ્વાભાવિકી છે એમ પ્રમાણબલનિરાસ "હારહાસઃ"પદે કહ્યો, હાસ કેવલ સંસારમાં પુત્રાદ્યાસક્તિને જ સ્થિરા કરે છે એમ નથી પરન્તુ ધનાસક્તિને પણ સ્થિરા કરે છે, પૂર્વે સાંસારિકી-પુત્રાદિમાં સ્થિતા-આસક્તિને પ્રભુ સ્વમાં જ સ્થિરા કરે છે, કેવલ પુત્રાદ્યાસક્તિને જ સ્વમાં સ્થિરા કરે છે એમ નહિ પરન્તુ ધનાસક્તિને પણ સ્વમાં જ સ્થિરા કરે છે એ આશયે 'સ્થિર' પદ કહે છે, શ્રીટિપ્પણયુક્ત દ્વિતીય વ્યાખ્યાનપક્ષમાં અત્ર 'સ્વસ્મિન્'-સ્વમાં-પદ અધ્યાહાર્ય માનવું, ઉરમાં સ્થિરા છે લક્ષ્મી યત્ર એવા "ઉરસિસ્થિરવિદ્યુત્" પ્રભુ, પ્રમાણબલના નિરાકરણાર્થ 'હારહાસત્વ' અને 'ઉરસિસ્થિરવિદ્યુત્ત્વ' એ દ્વયનું વિધાન કરીને હવે પ્રમેયબલના પણ નિરાકરણાર્થ વિધાનદ્વય કર્યું એમ "નન્દસૂનુઃ" ઇત્યાદિએ કહે છે, ભગવાન્ પ્રમાણનું જ બલ **નિરાકરે છે એમ નથી પરન્તુ પ્રમેયનું પણ બલ નિરાકરે છે કારણ કે એ ભગવાન્ જ નન્દના સૂનુ થયા છે અને સ્વયં આગમીને આર્તોને સુખદાન કરે છે અને તેમ જ પરિદૃશ્યમાન પણ થાય છે,** અત્ર પણ 'ચ'કારે પૂર્વોક્તા શ્રુતાર્થાપત્તિનો પ્રમાણત્વે સમુચ્ચય છે, મહાન્ એમ કરતા નથી તેથી આ આશ્ચર્ય છે, એમ જ અર્થને પ્રકટ કરતા ભગવાન્ 'કૂજિતવેણુ' થાય છે. અથવા પૂર્વાપેક્ષાએ અધીવકત્રલીલાએ વેણુવાદન થાય છે, 'હારવત્ છે હાસ જે ઉરમાં એવા 'હારહાસ ઉરમાં' એવી રીતિએ 'હારહાસ' પદનો પદચ્છેદ કરીને તેને "ઉરસિ" પદનું વિશેષણ માનવું, આ પક્ષમાં વિચિત્રતાને વિવરે છે કે તેની સ્થિરતા અને વિભાગસ્થૈર્યે આશ્ચર્ય છે, શ્રીવત્સ પણ અત્યુત્કૃષ્ટ છે તેથી શોભાર્થે તેનું 'સ્થિર'ત્વવર્ણન કર્યું, તાદૃશ જ્યારે 'નન્દસૂનુ' થાય ત્યારે સ્નેહ વૃદ્ધિને પ્રાપ્ત થાય તેથી "નન્દસૂનુઃ" પદ ધર્યું, અને તત્ર પણ સ્વોપકારક છે એમ "આર્તજનાનાં નર્મદઃ"પદે કહ્યું, એવા પ્રભુ 'કૂજિતવેણુ' થયા, કૂજિતત્વ વેણુનિઃસ્વાદનજનિત વિશેષધર્મ છે, તેથી તે સર્વના આન્તર પ્રાણધર્મને પણ આકર્ષે છે, યત્ર પશુઓના પણ પ્રાણાદિધર્મહારી પ્રભુ છે તત્ર અન્યના પ્રાણાદિધર્મહરણમાં તો વક્તવ્ય જ શું ? તેથી પશુનું ભગવત્કૃત પ્રાણાદિધર્મહરણ નિરૂપે છે, એક પશુનું પ્રાણાદિધર્મહારિત્વ તો હેત્વન્તરે પણ સિદ્ધ થાય તેથી "વૃન્દશઃ"પદ ધરે છે, "વૃન્દશઃ"પદનો અર્થ 'સમૂહશઃ' કરવો, યત્ર જ વેણુનાદ પ્રવિષ્ટ થયો તત્ર જ તે સર્વના સમૂહશઃ પ્રાણ હરાયા, વ્રજસ્થિત જે વૃષ તે 'વ્રજવૃષાઃ', તેઓ કકુદ્મી અને મત્ત હોય છે, ઉત્કૃષ્ટવૃષવત્ શકટાદિનેતા હોય છે, તેઓ વ્રજના સમીપ જ સ્થિતિ કરે છે, તેથી "વ્રજવૃષાઃ"પદ ધર્યું છે, મૃગ અને ગો અરણ્યમાં મિલિત થાય છે, આરણ્ય અને ગ્રામ્ય એ પ્રકારે-હૃતચેતા-થાય છે એ જ્ઞાપનાર્થ "મૃગ"પદ ધર્યું છે, કિમ્બહુના સર્વ જ પશુ વેણુવાદ્યે કરીને 'હૃતચેતા' થાય છે, તે એવા તો હૃતચેતા થાય છે કે ભગવત્સમીપ ગમનમાં પણ સમર્થ રહેતા નથી, પરન્તુ દૂરથી જ તેઓ 'હૃતચેતા' થાય છે, દૂરત્વવાચક આ "આરાત્" પદે વેણુનાદનો સ્વાભાવિક જ આ ધર્મ છે-પરન્તુ આ ધર્મ કાંઇ ભગવત્સમીપકૃત

નથી-એમ કહ્યું, આ વેણુનાદનું જ કાર્ય છે, આ કાંઇ ભગવત્સામીપ્યનું કાર્ય નથી, તૃણરૂપ કવલ કેવલ દન્તદષ્ટ છે, પરન્તુ સ્વયં તો નથી સમર્થ ત્યાગમાં કે નથી સમર્થ ભક્ષણમાં, દન્તદંશમાત્રે પ્રયત્ન નિવૃત્ત થઈ ગયો તેથી નાદનુ ઇતર-સ્વોપયોગીતર-કાર્યનિવર્તકત્વ કહ્યું, કાર્યમાત્રનિવર્તકત્વે તો કર્ણધારણ પણ ન કરે તેથી 'ઇતર' પદ કહ્યું, અર્થાદ્ 'ઇતરકાર્યે'ત્યાદિપદે સ્વોપયોગીતરકાર્યનિવર્તકત્વ કહ્યું, પૂર્વક્રિયાના અત્યાવશ્યકત્વાર્થે 'કવલ'પદ ધર્યું, દન્તદંશાનન્તર વેણુનાદનુ શ્રવણ થયું, તતઃ અદન અને કર્ણધારણ પ્રાપ્ત થયું, તત્ર દંશ પૂર્વે હોવાથી દંશાગ્રજન્મિની અદનક્રિયા આવશ્યકી હતી, કવલત્વે સિદ્ધા હોવાથી તે ક્રિયા આવશ્યકી હતી, તથાપિ તે ક્રિયા ન થઈ એ વેણુનાદનું માહાત્મ્ય છે દેવસ્ત્રીવત્ મૂર્ચ્છાનિવૃત્ત્યર્થ "ધૃતકર્ણાઃ" પદ કહ્યું, અન્યત્ સર્વને પરિત્યજીને કર્ણરૂપ સાધન ધર્યું, તતઃ બાલથી નિવૃત્તા થઈ ગયાં એમ "નિદ્રિતાઃ" પદે કહે છે, તતઃ નાદે સર્વતઃ વ્યાપ્ત થઈ ગયાં, "લિખિતચિત્રમિવાસન્" પદે કહે છે કે પશ્ચાત્ તેઓ-વજ્રદ્વ્યાદિ-ગવાદિના લિખિત ચિત્રવદ્-જડ-થઈ ગયા, સ્થાવરાપેક્ષાએ પણ તેઓ સ્થિર થઈ ગયા, દેવસ્ત્રીના કરમલરૂપ પૂર્વોક્ત અર્થથી આ અર્થ અધિક છે તેથી 'ચિત્ર'તા. ૪-૫.

આભાસ-જેમને કિઞ્ચિત્ પણ જ્ઞાન છે તે જડ પરન્તુ જેને કિઞ્ચિત્ પણ જ્ઞાન નથી તે અતિજડ, એવી અતિજડા પણ નદીને વેણુનાદે સ્પૃહા થાય છે એમ કહેવાને પુનઃ વેણુનાદને 'બર્હિણ' ઇત્યાદિ યુગલે વર્ણે છે.

बर्हिणः स्तबकधातुपलाशैर्बद्धमल्लपरिबर्हविडम्बः ।
कर्हिचित् सबल आलि सगोपैर्गाः समाह्वयति यत्र मुकुन्दः ॥ ६ ॥
तर्हि भग्नगतयः सरितो वै तत्पदाम्बुजरजोनिलनीतम् ।
स्पृहयतीर्वयमिवाबहुपुण्याः प्रेमवेपितभुजाः स्तिमितापः ॥ ७ ॥

**અક્ષરાર્થ—આલિ! બર્હીના સ્તબકે ધાતુએ અને પલાશે બદ્ધમલ્લપરિબર્હવિડમ્બ કદાચિત્ સગોપ સબલ મુકુન્દ અત્ર ગોનું સમાહ્વાન કરે છે ત્યારે સરિત્ ભગ્નગતિ થઈને અનિલનીત તત્પદામ્બુજરજને અર્થે સ્પૃહા કરે છે, પરન્તુ આપણી જેમ અબહુપુણ્યા તેઓ પ્રેમવેપિતભૂજા અને સ્તિમિતાપ્ થઈ જાય છે. ૬-૭.**

વ્યાખ્યાન-આવેશ અને દેવવેશ પૂર્વે નિરૂપ્યો, આસમન્તાદ્ વેશ-સાર્વદિક વેશ-પ્રથમ યુગલમાં કહ્યો, "અવેશો" પાઠ હોય તો 'અવસ્થિતિવિશેષ જ કહ્યો પરન્તુ વેશ તત્ર કહ્યો નથી' એમ અર્થ કરવો, અને દેવવેશ-દેવનો ક્રીડાકર્તાનો-નિર્ગમનસામયિક ગોચારણાર્થ વેશ-દ્વિતીય યુગલમાં કહ્યો, હવે આ તૃતીય યુગલમાં જે લીલાવેશ નિરૂપાય છે તે નૃત્યલીલાસામયિક વેશ છે, નદીની ક્રિયા નિરન્તરા હોય છે. ચેતનમાં તો નિદ્રામૂર્ચ્છાદિમાં ક્રિયાનિવૃત્તિ પણ દૃશ્યમાના થાય છે પરન્તુ નદીની ક્રિયા તો કદાપિ નિવૃત્તા થતી નથી તત્રાપિ-સરિત્ની-મહતી નદીની-તો ક્રિયા કદાપિ જ નિવૃત્તા થતી નથી, અત્ર "સરન્તિ ઇતિ સરિત." એ યૌગિક અર્થે ગમનસ્વભાવત્વથી મહત્ત્વ સૂચિત થયું તેનું જ કથન "મહતીનામ્" પદે કર્યું, એવી સરિત્નો તો બન્ધ પણ થતો નથી, એવી પણ જે સરિત્ તેમની પણ ક્રિયા વેણુનાદે નિવૃત્તા થઈ ગઈ, બર્હીના સ્તબક-મયૂરના પિચ્છગુચ્છ-ગૈરિકાદિ ધાતુ અને પલાશ જે પત્ર-પર્ણ-વા પત્રાકારે ધાતુલેખ-કમલપત્રો પણ આકારાર્થ બન્ધાય છે-તે સ્તબકધાતુપલાશે કરીને બદ્ધ જે મલ્લપરિબર્હ-અલઙ્કરણ-વેશ, સ્વવ સ્તબકાદિએ બદ્ધ જે આ મલ્લપરિબર્હ તેને વિડમ્બે છે એવા મુકુન્દ, વા બદ્ધ છે મલ્લપરિબર્હવિડમ્બ જેમણે એવા મુકુન્દ, કારણ કે અસ્વાભાવિક નટમલ્લવદ્ વિડમ્બન જ થાય છે આથી આ નાદ નૃત્યોપયોગી જ નિરૂપ્યો, નૃત્યવેશવિડમ્બકથને નૃત્યસામયિક જ આ નાદ નિરૂપ્યો, અન્યસામયિક આ નાદ નથી, તેણે-નૃત્યસમય કથને-નાદસ્થા ક્રિયાશક્તિ ઉદ્ગતા નિરૂપી નૃત્યમાં નાદ તાર જ થાય છે તેથી અઙ્ગુલિરૂપા 'ક્રિયાશક્તિ' ગાઢનિષ્પીડનયુક્તા નિરૂપી, તે ઉદ્ગતા ક્રિયાશક્તિ નદીના આકર્ષમાં હેતુ છે, 'જ્યારે નૃત્યમાં ક્રિયાશક્તિમાં ઉત્સાહ હોય છે ત્યારે' એમ 'કર્હિચિત્'પદનો અર્થ છે, તેથી જ ત્યારે નૃત્યોત્સાહમાં 'સબલ'-બલસહિત-છે, ગોપ્યતાએ આ શ્લિષ્ટપદાર્થ નિરૂપ્યો એ અર્થે અને અપ્રતારણાર્થે 'આલિ' સમ્બોધન કહ્યું, આથી કવચિત્ જ સબલ કવચિત્ જ સગોપ મુકુન્દ હોય છે એમ પણ સમ્બન્ધ જણાવ્યો, તેથી સદા એકાન્તમાં ભોક્તા જ છે એમ "સહ" પદે કહ્યું, પ્રતિમુહૂર્ત યુગલો છે એ પક્ષનો આશ્રય કરીને 'પ્રાયેણ' ઇત્યાદિ કહે છે, દ્વિતીય યુગલમાં નિર્ગમન કહ્યું અને આ તૃતીય યુગલ હોવાથી અધુના સર્વથા ચિત્તદ્રવ થયો નથી પરન્તુ કિઞ્ચિદ્ જ ચિત્તદ્રવ થયો છે તેથી "પ્રાયેણ" ઇત્યાદિએ કહે છે કે પ્રાયેણ આ ગોપી સ્નાનાદિમિષે તદા દર્શનાર્થે ગઈ હતી, "વનં યાતે કૃતચેતસઃ" એમ પૂર્વે કહ્યું છે તેથી અત્ર

સર્વથા-ચિત્તદ્રવ થયે સ્વતઃ જ લીલાગ્રહણ થશે એ આશયે "પ્રાયેણ" પદ કહ્યું, સરિત્પ્રસઙ્ગોક્તિએ ભગવાન્ તીરસ્થ છે એમ કહ્યું, તેથી "સ્નાનાદિ" ઇત્યાદિ આજ્ઞા કરી, કવચિદ્ જ અન્યસાહિત્યકથને-સર્વદા એકાન્તસ્થિતિએ-રમણસામગ્રી સૂચિતા થઈ, એમ સામગ્રીવિધાન કરીને વા ભોગાનન્તર ગોનું આહ્વાન કરે છે, તે આપણા ભોક્તા વસ્તુતઃ છે જ વા યથા, કદાચિદ્ જ ગોપે સહિત પણ હોય છે, 'ભોક્તા' ઇત્યાદિએ અત્ર વૈકુણ્ઠસ્થિતલીલા સૂચિતા કરી, કારણ કે અત્ર પણ લક્ષ્મી આપણી સાથે રાત્રિમાં સ્થિતિ કરે છે અને ગોપની-અન્તરઙ્ગ ગોપની-સાથે દિવસે સ્થિતિ કરે છે, તેથી જ "આલિ" એમ રહસ્યસૂચક સમ્બોધન થયું, આથી કવચિદ્ જ સબલ કવચિદ્ જ ગોપે સહિત એમ પણ અન્વય જ્ઞાપિત થાય છે, તેથી સદા તે એકાન્તમાં ભોક્તા જ છે એમ 'આલિ' પદનો આશય છે, ત્યારે-ભોગાનન્તર-બહિરઙ્ગ ગોપે સહિત મુકુન્દ ગોનું આહ્વાન વેણુનાદે જ કરે છે, પ્રકરણિત્વથી વેણુનાદે જ આહ્વાન કરે છે, કદાચિદ્ જ બલગોપે સહિત, સર્વદા તો એકાન્તમાં જ ભોક્તા, વસ્તુતઃ ભગવાન્ એતાદૃશ છે વા પૂર્વોક્તપ્રકારક થઈને ભગવાન્ ભોગાનન્તર ગોનું સમાહ્વાન કરે છે એમ અન્વય કરવો, વેણુએ આહ્વાન કરે છે એમ અગ્રે કહશે, વા આહ્વાન જ વેણુતુલ્ય છે એમ નિરૂપણાર્થ આ શ્લોકમાં 'વેણુ'પદ પ્રકટ થયું નથી, વ્રજથી નિર્ગમીને તીરનિકુઞ્જમાં યથેચ્છ રમણ કરીને તદા પૂર્વ વેશના અન્યથાભાવથી નૃત્યાદિ વેશ કરીને ગોને કૃતાર્થ કરતા મુકુન્દ વનમાં જાય છે તે મુકુન્દનું અત્ર કથન કર્યું, કાલ પણ ભગવદ્રૂપ છે અને ભગવદધીન પણ છે તેથી સર્વ ઉપપન્ન છે, ત્યારે સ્નાનાદિ વ્યાજે ગતા આ ગોપીને તાદૃશ મુકુન્દનું દર્શન-અને અન્તરઙ્ગત્વથી ભગવાન્ની પૂર્વાવસ્થાનું જ્ઞાન પણ-થયું તેનું વર્ણન આ ગોપી અત્ર આગમીને કરે છે, ગોના આહ્વાનમાં હેતુ "મુકુન્દ"પદે કહે છે કે તેમને-ગોને-મોક્ષનું દાન કરવું છે, દર્શનસુખમાત્ર અત્ર 'મોક્ષ'પદવાચ્ય છે, ગોના સાધનાભાવથી-ગો નિઃસાધન હોવાથી-તેમને સ્વતઃ આકારીને વા તત્ર સ્વરસસ્થાપનાર્થ-સ્વરસજ્ઞાન-સ્વરૂપરસજ્ઞાન-સ્થાપવાને-મોક્ષપ્રદાન કરે છે એમ જાણવું, તાર નાદમાં આ ઉદ્ગતા ક્રિયાશક્તિ મહદ્ જ કર્મ કરે છે તેથી ગોનું આકારણ કહ્યું, 'નદીના આહ્વાનમાં નદી સ્થગિતા થાય-તેથી જ "વેણુનિનદાહ્વાનસરલે" એમ વાક્ય છે-પરન્તુ ગોના આહ્વાનમાં નદીઓ કયે પ્રકારે સ્થગિતા થાય?' એમ આશઙ્કીને કહે છે કે તત્ર "યોગાર્થ" જાણીને-"ગચ્છન્તિ ઇતિ ગાવઃ" અને "સરન્તિ ઇતિ સરિતઃ" એમ યૌગિકાર્થના એકત્વથી સ્વમાં 'ગો'પદવાચ્યત્વ જાણીને-સરિત્ પણ નિત્ય ગોવદ્ જ ગમન-સરણ-કરે છે તેથી ગોના ભગવત્કૃત આહ્વાને પણ તે સરિત્ સ્થગિતા થઈ ગઈ એમ "તર્હિ" ઇત્યાદિએ કહે છે, તત્ક્ષણે જ તે સરિતાઓ 'ભગ્નગતિ' થઈ ગઈ, કારણ કે ભગવદાજ્ઞા કોઇએ પણ ઉલ્લઙ્ઘ્ય નહિ, "સરિત્"પદે તેમનું પ્રવાહૈકસ્વભાવત્વ નિરૂપ્યું, તેમને પૈષ્ણુવત્વકામના છે કારણ કે તેમનો અધિપતિ સમુદ્ર છે, જે પ્રકારે ભગવાન્ પતિ થાય તદર્થે તે સરિદ્ ભગવત્પદામ્બુજરજને સ્પૃહતી થઈ, સ્થગિતા થયે પણ ભગવદીય દેહ વિના ભગવત્સમ્બન્ધ તો થાય નહિ અને તાદૃશ દેહ તો ભગવચ્ચરણરજે જ થાય તેથી ભગવત્સમ્બન્ધસિદ્ધ્યર્થ તે સરિતાઓએ રજઃસ્પૃહા કરી, "અનિલનીત"પદે રજના સમ્બન્ધાર્થ ઉપાય કહે છે, અનિલે-વાયુએ-સ્વાર્થ નીત જે તત્પદામ્બુજરજ તેણે સહ પ્રત્યાસત્તિ કરી, વાયુ રજોયુક્તજલાર્થી છે કારણ કે ભગવદીયો ચરણરજઃસમ્પાદિત દેહે જ ભગવત્સમ્બન્ધને પ્રાપ્ત કરે છે, તેથી આ રજઃકામના દૂરાભિપ્રાયા છે, અત્ર કામ જ ઉદ્દેશ્ય છે કારણ કે નદી દેવતા છે, ગોવદ્ભક્ષ્યલક્ષણકામત્વાદ્ધ્રસ્વત્વ "એવ"કાર છે, પૂર્વગીતમાં-વેણુગીતમાં-'નદ્યઃ'શ્લોકમાં દેવતા હોવાથી નદીએ સહ અન્યા લીલા નથી' એમ કથન કર્યું છે પરન્તુ અધુના તો ઇન્દ્રાભિષેક થઈ ગયો હોવાથી તે લીલા પણ સમ્ભવે છે અને તેથી-તથાકામત્વથી-જ અગ્રે કાલિન્દીગત તે પ્રકાર થશે, આધિદૈવિકના ભગવત્ત્વે અનન્તરૂપત્વથી આ પણ રાજલીલાસ્થ એક રૂપ-મુખ્ય રૂપ તો શ્રીયમુનાષ્ટકોક્ત-છે એમ જાણવું, વસ્તુતઃ ઐક્યથી તત્ર-યમુનાષ્ટકમાં-પણ 'કૃષ્ણતુર્યપ્રિયામ્' એમ કહ્યું છે, અત્ર "સર્વભેદાનન્યત્રેમે" ન્યાય અનુસન્ધાતવ્ય છે, ઇદાની તથાભાવ થાય એવું ભાગ્ય નથી એમ "અબહુપુણ્યાઃ"પદે કહે છે, નથી બહુ પુણ્ય જેમનું તેવાં 'અબહુપુણ્યાઃ' આ સરિત્ છે, જેમ શીઘ્ર જ દિવસે ગોરૂપત્વ ગોપાલરૂપત્વ અને રાત્રિએ સ્ત્રીરૂપત્વ થાય તેવું ભાગ્ય તેમનું ઇદાની નથી, અને પુણ્ય વિના સમીહિત અર્થની સિદ્ધિ થઈ શકતી નથી; અત્ર તાદૃશરૂપાવિર્ભાવત્વહેતુભૂત ભાવવિશેષ "પુણ્ય"પદવાચ્ય છે, 'તેમનો એવમ્ભાવ-અબહુપુણ્યત્વ-કયે પ્રકારે જણાય છે?' એમ આશઙ્કીને તત્ર "વયમિવ" પદે કહે છે કે જેમ આપણે અબહુપુણ્યા છીએ-અન્યથા દિવસે ગો વા ગોપ થઈ ગઈ એ-તેથી સ્વદૃષ્ટાન્તે જણાય છે કે તે સરિતાઓ સ્પૃહા જ કરે છે પરન્તુ તેમનું કાર્ય કાંઈ સિદ્ધ થતું નથી;

કિઞ્ચ સાત્ત્વિક ભાવથી પણ તેમનો ઉદ્ગત ભાવ લક્ષાય છે એમ "પ્રેમવેપિતભુજાઃ"પદે કહે છે, ભુજાનું વેપન પ્રેમે જ થાય છે-વાયુવશાત્ થતું નથી-તેથી તેઓ વિરહગ્રન્તાગયુક્તા હોય નહિ શું એમ લક્ષાય છે, કિઞ્ચ તેમને સ્તમ્ભ પણ થયો એમ "સ્તિમિતાપઃ"પદે કહે છે, સ્તિમિત-સ્તબ્ધ-છે જલ જેમનાં એવા "સ્તિમિતાપ્" સરિતા થઈ ગયાં. (૬-૭).

**આભાસ**—એ પ્રકારે યુગલત્રયે ત્રિવિધ રજોભેદ નિરૂપ્યા, સત્ત્વભેદ-સત્ત્વપ્રધાન છે ભેદ જેમના એવા-લતાવિહઙ્ગમમેઘને નિરૂપવાને તથા-તત્તદુપયોગિરૂપ નાદત્વે-"અનુચરૈઃ" ઇત્યાદિ શ્લોકત્રયે ભગવાનને પણ વર્ણે છે, લતા વિહઙ્ગમ અને મેઘ સાત્ત્વિક છે, વેણુનાદે તેઓ ભક્તિપૂર્ણ થઈ ગયા,અત્રપર્યન્ત શ્લોકત્રયનો આભાસ કહ્યો,હવે "તત્ર" ઇત્યાદિએ આ શ્લોકનો આભાસ કહે છે કે તત્ર પ્રથમ વૃન્દાવનસ્થા લતા અને તરુઓ પૈર્યુક્ત છે, તેઓ વેણુનાદે ઉદ્ગતપ્રેમરસ થઈ ગયા, તેથી તદર્થે પ્રકારાન્તરે વેણુનાદને પ્રથમ કહે છે, તદર્થ પ્રકારાન્તરે ભગવાન્ પણ વર્ણનીય છે અને તે ભગવાન પણ ભક્ત્યનુસારે અને લોકવેદાનુસારે વર્ણનીય છે, તત્ર પ્રથમ . ભક્ત્યનુસારે "અનુચરૈઃ" ઇત્યાદિ યુગલ કહે છે.

> अनुचरैः समनुवर्णितवीर्य आदिपूरुष इवाचलभूतिः।
> वनचरो गिरितटेषु चरन्तीर्वेणुनाह्वयति गाः स यदा हि ॥८॥
> वनलतास्तरव आत्मनि विष्णुं व्यञ्जयन्त्य इव पुष्पफलाढ्याः।
> प्रणतभारविटपा मधुधाराः प्रेमहृष्टतनवः ससृजुः स्म ॥९॥

**અક્ષરાર્થ—ગિરિતટોમાં ચરતી ગોને અનુચરોએ સમનુવર્ણિતવીર્ય આદિપૂરુષવદ્ અચલભૂતિ વનચર જ્યારે વેણુએ આહ્વયે છે ત્યારે આત્મામાં વિષ્ણુને વ્યક્ત કરતા વનલતાતરુ પુષ્પફલાઢ્ય પ્રણતભારવિટપ અને પ્રેમહૃષ્ટતનુ થઈ ગયા અને તેમણે મકરન્દની ધારાવૃષ્ટિ કરી. ૮-૯.**

**વ્યાખ્યાન**—'અનુચરૈઃ સમનુવર્ણિતવીર્યઃ'ના વ્યાખ્યાનમાં ભગવાન્ ભક્ત્યનુસાર વર્ણિત થયા, અનુચરે-સેવકે-સમ્યગ્ અનુવર્ણિત છે વીર્ય જેમનાં એવા 'સમનુવર્ણિતવીર્ય', 'આદિપૂરુષ ઇવ'-આદિપૂરુષવત્-પુરુષોત્તમવદ્-'અનુચરૈઃ સમનુવર્ણિતવીર્યઃ'ના વ્યાખ્યાનમાં ભગવાન્ વેદાનુસાર વર્ણિત થયા,અનુચરે-વેદે-સમ્યક્-સર્વોત્તમત્વે-વર્ણિત છે જગત્કર્તૃત્વાદિ વીર્ય જેમનાં એવા 'આદિપૂરુષ ઇવ અનુચરૈઃ સમનુવર્ણિતવીર્યઃ' ભગવાન્ વેદાનુસાર વર્ણિત થયા, લોકાનુસારે સર્વોત્કૃષ્ટ માહાત્મ્ય "આદિપૂરુષ ઇવ અચલભૂતિઃ"પદે કહે છે, અચલા છે ભૂતિ-વિભૂતિ-લક્ષ્મી-જેમની એવા 'અચલવિભૂતિઃ,' અનુચરે-સર્વે જ દેવાદિએ-તથોક્ત-અચલવિભૂતિત્વે ઉક્ત-'સમનુવર્ણિતવીર્ય'એમ વ્યાખ્યાનમાં લોકાનુસાર વિભાગ જાણવો, લૌકિકા સ્વવ્યવહાર્યત્વથી પુરુષોત્તમતુલ્યતા જ કહે છે તેથી "આદિપૂરુષ ઇવ" એમ દૃષ્ટાન્તભાવ છે,તતઃ ભિન્નતાએ વર્ણનામાં હેતુ "વનચરઃ"પદે કહે છે, આ ચતુર્થ યુગલમાં વનપ્રવેશ-વૃન્દાવનપ્રવેશ-ક્રમપ્રાપ્ત છે તેથી "વનચરઃ"પદ કહ્યું, પૂર્વ યુગલમાં વનચર ઉક્ત છે તેથી સાત્ત્વિક ભાવ પણ અત્ર 'વનચર'પદે તાત્પર્યાર્થત્વે કહ્યો, વનચર-વૃન્દાવનચર-સાત્ત્વિકભાવાપન્ન-રસોદ્દીપકત્વે સ્તમ્ભાદિસાત્ત્વિકભાવહેતુ વૃન્દાવન હોવાથી વૃન્દાવનચર સાત્ત્વિકભાવયુક્ત-આદિપૂરુષ તો તદ્રહિતત્વે-સાત્ત્વિકભાવરહિતત્વે-શ્રુત હોવાથી આદિપૂરુષથી વૃન્દાવનચરનું ભેદે વર્ણન ઉચિત છે, વનચર-વૃન્દાવનચર-સાત્ત્વિકભાવાપન્ન છે, કારણ કે સત્ત્વભૂમિમાં પ્રતિષ્ઠિત છે, એવા ભગવાન્ ગિરિતટમાં-ગિરિપ્રાન્તમાં-ચરતી ગોને વિષમ સ્થાનમાંથી પશુહિત સમદેશમાં સ્વયં પણ તત્રત્ય થઈને સમાહ્વાન કરે છે, લૌકિકત્વાભાવાર્થ-અન્યકૃતાહ્વાનસાદૃશ્યાભાવાર્થ-વેણુએ જ આહ્વાન કરે છે, "વિષ્ણું વ્યઞ્જયન્ત્યઃ" ઇત્યાદિ કથનથી વેણુદ્વારા ભગવાન્ તત્ર તરુઓમાં પ્રવિષ્ટ થયા એમ અગ્રિમ ચરિત્રે જણાય છે, અન્યથા વૃક્ષોનું તથાત્વ-વિસૃષ્ટમધુધારત્વ-થાય નહિ, જે વનપ્રદેશમાં રમણ કર્યું અને જ્યારે જ આહ્વાન કર્યું તત્ર ત્યારે જ તરુઓએ મધુધારાવિસર્ગ કર્યો એમ સમ્બન્ધ "સઃ"પદે કહે છે, જે દેશમાં રમણ કર્યું તત્ર સ્થિત ભગવાને એમ અધ્યાહાર્ય-"રેમે"પદથી અનન્તર અને "યદૈવ" પદથી પ્રાગ્-માનવું, સમીપનિકુઞ્જસ્થાઓને કૃતાર્થા કરીને યત્ર દેશમાં પૂર્વ દિવસે રમણ કર્યું હતું તત્ર વનમાં પ્રવેશ કરીને-સઙ્કેતસ્થલમાં સ્થિતિ કરીને-ભગવાન્ વેણુએ ગોનું આહ્વાન કરે છે ત્યારે તે નાદે તદન્તઃસ્થિતા દેવતા ઉદ્બુદ્ધા થાય છે અને સ્વસ્વનિષ્ઠ ભગવદુપયોગી રસને અન્ય પણ સર્વે પ્રકટ કરે છે, તતઃ નિબિડનિકુઞ્જગત ભગવાન્ રમણ કરે છે, આ અર્થ યુક્ત છે એમ "હિ"પદે સૂચિત કર્યું, અન્યથા વેણુનાદાભિજ્ઞતા અને તત્ર-

વેણુનાદમાં-સ્વનામસઙ્કેત પણ થાય નહિ, ભગવાન્ એકજ વેણુનાદે તત્તન્નામ ગ્રહીને તેમને તેમને સ્વાપેક્ષિત જણાવે છે અને તેથી અપેક્ષિતફલપુષ્પાદ્યપ્રકટનમાં પ્રયોજન ન હોવાથી ભગવાન્ તેમનાં તેમનાં નામનું સઙ્કેતે ગ્રહણ કરે નહિ તેથી તદ્દ્વારા-વેણુદ્વારા-ભગવાન્ પ્રવિષ્ટ થયા અને તેથી પૂર્વે પુષ્પફલરૂપાનન્દપ્રકટન કર્યું, અગ્રે પણ તથાત્વ-મધુધારારૂપાનન્દપ્રકટન-યુક્ત જ છે, અસ્મન્નિકટમાં ભગવાન્ ચરણ કરે છે અને સ્વકીયોને આકારે-આહ્વયે-છે એમ જાણીને તેમના-ભગવાનના અને સ્વકીયોના-ભોગસિદ્ધ્યર્થ સ્વમાં વિદ્યમાન આનન્દને વનસ્થ લતાએ પ્રકટ કર્યો તથા તરુઓએ પણ તેમ જ કર્યું, જેમ ભગવાન્ અને ભગવદીયો સમાગત થાય ત્યારે ભગવદીય સ્ત્રીપુરુષો આનન્દયુક્ત થાય છે અને તેમના ભોગાર્થે સ્વકીયવસ્તુપ્રદાન કરે છે તદ્દત્ આ વનલતાએ અને તરુએ પણ તેમના-ભગવાનના અને ભગવદીયોના-ભોગસિદ્ધ્યર્થ સ્વમાં વિદ્યમાન આનન્દને પ્રકટ કર્યો, 'આ ધર્મ તો જઙ્ગમનો છે સ્થાવરનો નથી' એમ આશઙ્કીને તત્ર "આત્મનિ વિષ્ણું વ્યઞ્જયન્ત્યઃ" પદે કહે છે કે ચેતનમાં જ ભગવાનની ક્રિયાજ્ઞાનશક્તિનો આવિર્ભાવ થાય છે અને સચ્ચિદાનન્દરૂપતા ક્રમે આવિર્ભવે છે, ભગવાન્ નિવિષ્ટ સતે આ સર્વ થાય છે, અને તે નિવિષ્ટ પણ જો પ્રકટ થાય ત્યારે જ એવો સંશ્લિષ્ટ યોગ પ્રાપ્ત થાય એ પણ યુક્ત છે, તેથી પઞ્ચધર્મયુક્ત-"પશ્યતૈતાન્ મહાભાગાન્" ઇત્યાદિએ ઉક્ત ધર્મચતુષ્ટયે અને પઞ્ચમ ભગવદીય ધર્મે યુક્ત-તે વૃક્ષાદિ થયા, તેથી તેમણે જાણે આત્મામાં વિષ્ણુનું વ્યઞ્જન કર્યું હોય નહિ શું એવા થઈ ગયા, તત્ર પ્રથમ ક્રિયાશક્ત્યાવિર્ભાવ "પુષ્પફલાઢ્યાઃ" પદે કહે છે, કારણ કે ફલપુષ્પ લીલોપયોગિ છે, યત્ર ભગવાન્ નિવેશે છે તત્ર અવાન્તર ફલ અને પરમ ફલ પણ થાય છે એ યુક્ત છે તેથી કાર્યતઃ વિષ્ણુવ્યક્તિ કરતા હોય તેવા તે વૃક્ષાદિ થઈ ગયા, પુષ્પો જ અત્ર અવાન્તરફલરૂપ છે અને ફલ પરમફલ છે, તે સર્વેએ કરીને આઢ્ય-ખચિત-થઈ ગયા, ભગવદર્થે સદાધિક્ય-સદનું આધિક્ય-"પ્રણતભારવિટપાઃ" પદે કહે છે, કારણ કે સત્-સત્પુરુષો-હરિનાં દર્શન કરીને નમન કરે છે, પ્રકર્ષેણ નત ભારે યુક્ત છે વિટપ-શાખા-જેમના એવા 'પ્રણતભારવિટપ' તેઓ થઈ ગયા અને તેથી 'પ્રણતભારયુક્ત છે વિટપ જેમના એવા તરુઓ' એમ વિગ્રહ કરવો, ભારે પણ નમન સમ્ભવે છે તેથી તેવા નમનના નિરાસાર્થે આદિમાં "પ્રણતત્વ" પદ કહ્યું, "પ્રેમહૃષ્ટતનવઃ" પદે જ્ઞાનરૂપ ચિદુદ્ગમ કહ્યો, કારણ કે ભક્તો જ પ્રેમે હૃષ્ટરોમાઞ્ચ થાય છે, જ્ઞાનોદ્ગમ-પુરુષોત્તમજ્ઞાન-તો ભક્તિએ જ થાય છે-કારણ કે "ભક્ત્યા ત્વનન્યયા શક્યઃ" ઇત્યાદિ પ્રમાણ છે-અને મધુધારાને-સ્વમાં વિદ્યમાન આનન્દને-તરુઓએ ભગવદર્થે બહિ પ્રકટ કર્યો, આ સર્વ પરિજ્ઞાન જ અત્ર જ્ઞાનશક્તિ જાણવી, પૂર્વે અહરિતા પણ તરુલતા ત્યારે હરિતા થઈ ગઈ પૂર્વથી સ્થૂલા થઈ ગઈ પ્રત્યવયવ ઉચ્છૂના થઈ ગઈ અને તેમને જે પ્રભાવિશેષ પ્રાપ્ત થયો તે જ અત્ર તેમનું 'પ્રેમહૃષ્ટતનુ'ત્વ, અપરઞ્ચ વેણુનાદનિષ્ઠસુધાસ્વાદવતી શ્રીસ્વામિનીઓ છે તેથી તદ્ધર્મને તે જ પરિચયે છે તેથી શ્રીસ્વામિનીની ઉક્તિમાં અન્યવિચારાક્ષમત્વ યુક્તતર છે અને તેથી અત્ર અધિક લેખનીય નથી. (૮-૯).

**આભાસ**—પક્ષીમાં પણ વેણુનાદકાર્ય થયું તેથી 'દર્શનીયતિલકઃ' યુગલે તત્ર ઉપયોગિ રૂપને અને વેણુનાદને વર્ણે છે, યદ્યપિ પક્ષીઓ મુનિ છે તેમને કાંઇ ગીતાદિએ નહિ પરન્તુ સ્વભાવતઃ જ ભગવદ્ભાવ છે તથાપિ-સર્વદા ભગવદ્ભાવવાન્ સતે પણ-લોકદૃષ્ટિએ-લોકની-વિષયાન્તરની-દૃષ્ટિએ-દર્શને અન્યથાબુદ્ધિ-અંશતઃ પણ અન્યચિત્તતા-કદાચિત્ થાય પરન્તુ રૂપદર્શને વા નાદશ્રવણે તો અંશતઃ પણ તેમ થતું નથી તેથી રૂપે અને નાદે તેમની ભજનસિદ્ધિ નિરૂપાય છે, તત્ર "દર્શનીયતિલકઃ" શ્લોકે રૂપને વર્ણે છે.

दर्शनीयतिलको वनमालादिव्यगन्धतुलसीमधुमत्तैः ।
अलिकुलैरलघुगीतमभीष्टमाद्रियन् यर्हि कूजितवेणुः ॥१०॥
सरसि सारसहंसविहङ्गाश्चारुगीतहृतचेतस एत्य ।
हरिमुपासत ते यतचित्ता हन्त मीलितदृशो धृतमौनाः ॥११॥

અક્ષરાર્થ—વનમાલાદિવ્યગન્ધતુલસીમધુમત્ત અલિકુલે અલઘુ ગીતને અભીષ્ટ આદરતા દર્શનીયતિલક જ્યારે કૂજિતવેણુ થયા ત્યારે હન્ત! ચારુગીતહૃતચેતા સારસહંસવિહઙ્ગો સરોવરમાં આવીને હરિને ઉપાસ્યા, યતચિત્ત મીલિતદૃગ્ અને ધૃતમૌન થઈ ગયા. ૧૦-૧૧.

**વ્યાખ્યાન**—દર્શનીયોના મધ્યમાં તિલકરૂપ–અતિસુન્દર–હરિ છે અને પક્ષીઓ રૂપપ્રધાન તથા રૂપભેદવિત્ છે, રૂપપ્રધાનત્વમાં હેતુ જ રૂપભેદવિત્ત્વ છે–તૃતીયસ્કન્ધમાં "તતઃશબ્દવિદો વરાઃ" "રૂપભેદવિદસ્તેભ્યઃ" શ્લોકમાં 'રૂપભેદવિત્'પદે પક્ષીઓનું કથન કર્યું છે–તેથી રૂપે ભજનસિદ્ધિ આ વિશેષણે કથી, અને 'વનમાલા' ઇત્યાદિ અગ્રિમ વિશેષણથી નાદે પણ ભજનસિદ્ધિ "કિઞ્ચ" ઇત્યાદિએ કથે છે, કિઞ્ચ જે વેણુનાદ છે તે સ્વહિતકારી છે, સ્વકીયોના અપરાધને પણ ગણતો નથી, પ્રત્યુત સ્વકીય ભ્રમરના અનુરણનરૂપ વેણુનાદ થાય છે–અત્ર વેણુરૂપ કર્મનું સ્વાતન્ત્ર્ય સૌકર્યાર્થ છે–એમ "વનમાલા" ઇત્યાદિએ કથે છે, અલિના આદરકથને એમનો–સારસાદિનો–આદર તો કૈમુત્યસિદ્ધ જ છે એમ અત્ર પ્રઘટ્ટકાર્થ છે, વેણુનાદ સ્વકીયનો હિતકારી છે, નાદપ્રધાનત્વથી ભ્રમરોનું નાદસમ્બન્ધિત્વ છે, અને પક્ષીઓ નાનાવિધ કૂજને ઉપકરે છે તેથી તેઓ પણ નાદપ્રધાન છે, વનમાલાના અને દિવ્યગન્ધા તુલસીના મધુએ મત્ત એવા અલિકુલે કરેલા અલઘુ ગીતને પણ આદરતા જ ભગવાન્ કૂજિતવેણુ થાય છે, અત્ર 'વનમાલાની જે દિવ્યગન્ધા તુલસી તેના મધુએ–મકરન્દે–મત્ત' એમ સમાસનો વિગ્રહ કરવો, તેથી જે પ્રકારે જ ભ્રમરો ઝંકાર કરે છે તે જ પ્રકારે તન્નાદના અનુવર્તી જ પ્રભુ વેણુકૂજન અનુરણનવદ્ જ કરે છે, પક્ષીઓના મધ્યમાં અલિ હીન અને નિકૃષ્ટ છે તેમનાં પણ જે કુલ–સમૂહ–નાનાવિધ જાતિભેદ–તેમણે પણ જે પ્રકારે અલઘુ થાય તે પ્રકારે કરેલું જે ગીત તે ગીતને પણ આદરતા ભગવાન્ કૂજિતવેણુ થયા, તત્ર પણ અલિ મત્ત છે, તત્ર પણ જેણે અનુચિત છે તેણે કરીને આ અલિઓ મત્ત છે–કારણ કે તુલસી કાંઇ પુષ્પાન્તરવદ્ માદહેતુ નથી, તત્ર પણ દિવ્યગન્ધા તુલસી, અને તત્ર પણ ભગવદ્વનમાલાગતા તુલસી, તે તો સર્વથા જ ઉન્માદહેતુ નથી, તથાપિ તેના–દિવ્યગન્ધતુલસીના–પણ મધુએ મત્ત તે અલિકુલે ગીત અલઘુ ગાયું તેનો પણ આદર કૂજિતવેણુ ભગવાને કર્યો, તેમનો–અલિનો–પણ આદર જો કરે ત્યારે સરોવરાદિમાં જે સરસ–રસિક–ક્ષીરનીરવિવેકી હંસ છે તેમનો આદર કેમ ન કરે ? કિઞ્ચ આદર પણ જે પ્રકારે ભ્રમરોનું અભીષ્ટ થાય તે પ્રકારે ભગવાન્ કરે છે, તથા વનમાલામાં સમાગત ભ્રમરને દૂર કરતા નથી પરન્તુ જેમ તે ભ્રમરો ઉપદ્રુત થાય નહિ તે જ પ્રકારે તેમનો આદર કરે છે, તેથી જ્યારે જ આદર કરતા જ ભગવાન્ કૂજિતવેણુ થાય છે ત્યારે જ સરમાં વિદ્યમાન જલવાસી સારંસ–સરસ ભક્તોના સમ્બન્ધી–તદૈવ સઙ્કેતથી ભક્તાગમનસૂચક ક્ષીરનીરવિવેકી–આગતોમાં પણ તત્તદ્ભાવને વિવેચીને ભગવાનને તત્તદ્ભાવજ્ઞાપક–તે હંસ એવા વિહઙ્ગ, વિહઙ્ગ ઉત્કૃષ્ટગતિયુક્ત છે, પુરુષની પણ અપેક્ષાએ તેઓ વિશેષે ભગવદ્ભજનાધિકારી છે તેથી તેમને "ચારુગીતહૃતચેતસઃ" વિશેષણે વિશિષ્ટ કથે છે, જે પ્રકારે ચારુ થાય તેમ નિષ્કામાર્થ નિષ્કામત્વસાધક–અભિલાષપૂરક–નાદપ્રધાન ભજન અત્ર હોવાથી નાદે જ અભિલાષપૂરણ એ અત્ર પુરુષની અપેક્ષાએ વિશેષ છે, કારણ કે પુરુષને તો પ્રત્યુત અધિક અભિલાષ થાય છે, અત્ર 'પુરુષ'પદ સ્ત્રીપુરુષસાધારણ જાણવું, ભગવદ્ગીતે જ હૃત–વશીકૃત–છે ચિત્ત જેમનું એવા તે સારસહંસવિહઙ્ગ,તે પણ ભજન ભક્તિમાર્ગાનુસારે, નહિ કે સ્થાનસ્થિતના અન્તર્યામિરૂપે વા જ્ઞાનરૂપે–આત્મામાં જ બ્રહ્મત્વે જ્ઞાત જ્ઞાનરૂપે, આગમીને હરિના ઉપ–સમીપે–આસે છે એમ 'આસતે' પદ શેષ માનવું, એ જ 'ઉપ આસત' પદનો અર્થ કથે છે કે 'સેવમાન થયા,' કારણ કે તેઓ ભગવદ્ભક્ત મુનિઓ છે, તેમના ભજનમાં ભ્રમરથી પણ વિશેષ "યતચિત્તાઃ" પદે કથે છે, યત–નિયત–છે ચિત્ત જેમનું, ચિત્તનૈયત્યે ભગવદ્ભજન મુખ્ય છે, નહિ કે વિક્ષિપ્તચિત્તતાએ, "કિઞ્ચ"પદનો અન્વય 'મીલિતદૃશઃ' પદે કરવો, યતચિત્તત્વ તો અત્ર ભ્રમરથી વિશેષ છે જ પરન્તુ એમનામાં મીલિતદૃક્ત્વ અને ધૃતમૌનત્વ પણ વિશેષ છે, "હન્ત"પદ હર્ષવાચક છે, કારણ કે એમનું જ આ ભાગ્ય છે, બહિર્વ્યાપારરહિત ભક્તો ભજનમાં સર્વોત્તમ છે, બહિર્વ્યાપારમાં નેત્રદ્વય અને વાગ્ નિયમ્યા છે, જેનું આ દ્વય નિયત છે–જેમની વાણી અન્ય વદતી નથી અને જેમનું ચક્ષુ અન્યનું દર્શન કરતું નથી તે સર્વોત્તમ છે એમ શેષ માનવું, આ આશય "મીલિતદૃશઃ" અને "ધૃતમૌનાઃ" પદે કથે છે કે મીલિતા છે દૃગ્ જેમની અને ધૃત છે મૌનવ્રત જેમણે, સામ્પ્રત આ ભક્તો નાદપર છે, તેથી દૃષ્ટિએ અન્યચિત્તતા થઇ જશે એમ માનીને તેમણે નેત્રનિમીલન કરી દીધું.

**આકૂત**—અથવા 'દર્શનીયતિલકઃ' શ્લોકમાં આ આકૂત છે, આ મુનિઓ અતિરસિક છે, લીલામાં પુરુષત્વે સ્વનો અનુપયોગ માનીને પક્ષી થઇને વિવિધ સ્વકૂજને ભગવાનનું અને ભક્તોનું રસોદ્દીપન કરતા સ્વ-કૃતાર્થતા માનતા સતા તેઓ શબ્દને જ અધિક અભીષ્ટ માને છે તેથી શબ્દપ્રધાનકીર્તિરૂપા વનમાલાના ધર્મનો જ અત્ર ઉપયોગે વક્તવ્ય છે, 'જેમ સમ્પુષ્પિત વૃક્ષનો ગન્ધ દૂરથી વાય છે તેમ પુણ્ય કર્મનો ગન્ધ દૂરથી વાય છે' એ શ્રુતિએ કીર્તિનું ગન્ધસામ્યે નિરૂપણ કર્યું છે, વનમાલા કીર્તિરૂપા હોવાથી તન્નિરૂપક ગીત

આવશ્યક છે, અને તદ્રસાસ્વાદ-કીર્તિનિષ્ઠ માધુર્યરસના આસ્વાદ-વિના તે ગીત સમ્ભવતાં નથી, તેથી ગુણાતીતભક્તિરૂપ-ગુણાતીતભક્તિનિરૂપક-'માલયા દયિતગન્ધતુલસ્યાઃ'થરથી ભગવત્પ્રિયત્વે વક્ષ્યમાણરૂપ-જે ગન્ધ તે ગન્ધવતી જે તુલસી તે તુલસીનું મધુ-મકરન્દ-અલૌકિકભક્તિરસાત્મક ઇતરવિસ્મારક છે, તેથી તાદશ મધુથી અતિમત્ત-સ્વદેહાદ્યનુસન્ધાને અને ઇશ્વરધર્માનુસન્ધાને પણ રહિત-તેઓ તન્નિકટ જ અલઘુ ગાન કરે છે, વસ્તુતઃ તો પ્રભુનું આ જ મહત્તમ સમારાધન અલિએ કરાય છે અને તેથી જ તે જ ગીત પ્રભુને અભીષ્ટ-અભિતઃ ઇષ્ટ-છે, ગન્ધમાં અન્ય પણ વિશેષ કહે છે, અપરઞ્ચ "ચારુ" ઇત્યાદિ પદ ત્યજીને તત્ર ભવનાર્થકપ્રત્યયયુક્ત 'દિવ્ય'પદની ઉક્તિએ ભગવદ્વનમાલાસ્થતુલસીગન્ધનું તો દિવિભવત્વ-દિવ્યત્વ-બાધિત હોવાથી અગ્રે સ્વામિનીઓમાં વ્રજદેવીત્વ વક્ષ્યમાણ હોવાથી અને 'દિવુ'ધાતુ ક્રીડાવાચક હોવાથી શ્રીસ્વામીનીઓએ સહ ક્રીડાએ જનિત આ ગન્ધ છે એમ સમભિવ્યાહારથી અવગમાય છે, આથી જેમ દિવિભવ અર્ઘ-પદાર્થ-ઇતરલોકસ્પર્શનવિષય નથી તેમ અન્તરઙ્ગતમલીલાપ્રપઞ્ચસ્થભક્તૈકગમ્ય આ ગન્ધ છે એમ ધ્વનિત થાય છે, તેથી જ તે ગન્ધે પ્રભુનો પણ ભાવોદ્બોધ થયો એમ જણાવવાને કૂજન કહ્યું, પ્રત્યેકવેદ્યત્વ અન્ય પણ વિશેષ કહે છે, કિઞ્ચ વનમાલાસ્થપુષ્પમધુ ન કહતાં તુલસીનું જ મધુ એમ જે કહ્યું તેથી "દયિતગન્ધતુલસ્યાઃ" વાક્યથી અને 'ચારુ' પ્રિયાંસે'થી ઉપક્રમીને 'તુલસિકાલિકુલૈર્મદાન્ધૈરન્વીયમાનઃ' વાક્યથી તે ગન્ધમધ્વાદિસ્વરૂપને પ્રભુ જ જાણે છે, તે વિશેષ અન્યગમ્ય નથી-તુલસીનું જ મધુ કહ્યું તેથી તે મધુનિષ્ઠ વિશેષ અન્યગમ્ય નથી-એમ પ્રકારાન્તરે ગન્ધનું માદકત્વ કહ્યું, તદ્ભોક્તા અલિ પણ સાધારણ નથી કિન્તુ ઇતરથી વિજાતીય અત્યુત્તમ છે એ જણાવવાને જ "કુલ"પદ કહ્યું, તેથી જ "અલિ"પદ કહ્યું, "અલ"શબ્દ પૂર્ણતાવાચી છે અને તેથી અલવાન્ 'અલિ' પૂર્ણતાવાન્ છે એમ અત્ર કહ્યું, વઢા નથી રસ લીન-નષ્ટ-જ્યાં વા જેણે તે 'અલિ' એમ 'અલિ'પદનું નિર્વચન છે, યદ્યપિ અત્ર 'અલી' એમ દીર્ઘ પદ સમ્ભવે છે તથાપિ "દશહૃતો હ વૈ નામ એષઃ તં વા એતં દશહૂતં સન્ત દશહોતા ઇત્યાચક્ષતે પરોક્ષેણ પરોક્ષપ્રિયા ઇવ હિ દેવાઃ' એ શ્રુતિન્યાયે અને "પરોક્ષઞ્ચ મમ પ્રિયં" એ ભગવદ્વાક્યથી સ્વપ્રિયાર્થનું ગોપન પ્રભુને પ્રિય છે એમ જણાય છે, અને પ્રકૃતમાં સ્વાન્તરઙ્ગરસ-પોષકતા આ અલિમાં ગોપ્યા છે તેથી પરોક્ષે 'અલી'ને સ્થાને હ્રસ્વાન્ત 'અલિ'પદ પ્રભુએ પ્રકટ કર્યું, એમ સતે આ જ 'અલિ' છે અને અન્ય તો ભ્રમર છે, આ અલિમાં પણ કવચિદ્ અન્ય નામપ્રયોગ તાત્પર્યવિશેષે જ છે એમ જાણવું, તારત્વ અને બહુત્વ નહિ કહીને લઘુત્વાભાવ જ 'અલઘુ'પદે જે કહ્યો તેથી તદ્ગતરસભરવહન કરવાને પ્રભુ વિના અન્ય શક્ત નથી એમ જણાય છે, અને તેમ ગીતના મહત્ત્વમાં પણ ઇયત્તા નથી જ એમ પણ જણાવવાને 'અલઘુ'પદ કહ્યું, એમ સતે તદાદર કેમ ન કરે ? "બર્હિ"પદથી તદ્ગીતરસપાનપરવશ હરિ ચિરકાલ તૂષ્ણીં જ સ્થિતિ કરે છે-કદાચિત્ તદ્રસભરે જ કૂજિતવેણુ થાય છે-એમ જ્ઞાપિત થાય છે, અગ્રે ગીતોક્તિએ પૂર્વ તદ્ગીતોદ્બુદ્ધભાવે સ્વપ્રિયાના ભાવોદ્બોધનાર્થ વેણુકૂજન જ કર્યું, તેથી જ્યારે હરિ પૂર્ણરસ થયા ત્યારે ગાન કર્યું એમ જ્ઞાપિત થાય છે, અતિસુન્દરત્વનિરૂપણમાં 'તિલક'ત્વોક્તિએ તિલક જેમ ભાગ્યસ્થાન ભાલમાં સ્થિતિ કરે છે તેમ આ પણ સ્વરૂપ પરમભાગ્યવતી શ્રીસ્વામિનીમાં જ સ્થિતિ કરે છે એમ ધ્વનિત થાય છે, "દર્શનીયતિલકઃ" પદમાં કર્મધારય સમાસ જાણવો, કારણ કે શ્રીસ્વામિનીના હૃદયમાં તો પ્રિયાતિરિક્તમાં 'દર્શનીય'ત્વની જ સ્ફૂર્તિ જ થતી નથી, અત્ર યદ્યપિ રૂપ અને નાદ ઉભયે મુખ્ય છે તથાપિ નાદમાં વિશેષ નિરૂપાય છે, અન્યથા મીલિતદૃક્ત્વ કહે નહિ, તત્ર હેતુ "સરસિ" ઇત્યાદિએ કહે છે, સરમાં વિદ્યમાન જ તે સારસહંસવિહઙ્ગોએ વેણુગીતનું શ્રવણ કર્યું અને તે વેણુગીત ચારુત્વે મનોહરણૈકસ્વભાવ હોવાથી નાદાધીન જ તેઓ નિકટમાં સમાગત થયા, આદિમાં જ નાદમાં હેતુભૂત સ્વરૂપસૌન્દર્યના નિરૂપણથી નાદરસમાં જ સ્વરૂપરસને પણ અનુભવે છે એમ જ્ઞાપિત થાય છે, મત્ત અલિના ગીતાનુરણનરૂપ વેણુગીતે સારસહંસવિહઙ્ગનું જે યતચિત્તત્વ અને સર્વેન્દ્રિયવૃત્તિનિરોધ આ પણ અતિચિત્ર છે, આ સારસાદિની આ ગીતરસપાનદશા, તેથી એવરૂપતા જ ઉપપન્ના પણ છે, કારણ કે એતજ્જન્યત્વે નાદ એતદુત્તરકાલીન છે, અલિકુલની પણ તુલસીગન્ધમધુપાનદશા પક્ષિતુલ્યા જ છે, પરન્તુ પશ્ચાત્ તત્સ્વભાવવશાદ્ ઉક્તરૂપત્વ-મત્તત્વ-છે એમ જણાય છે, અગ્રે પણ પક્ષીઓના મુનિત્વથી અન્તઃ જ નિરન્તર જ એતદ્રસમગ્નતા જ છે તેથી તેમની મત્તતા ન કહી, અથવા મધુરસસ્વભાવથી અલિના રસમત્તતા અનુક્તસિદ્ધા છે તેથી તે વચનતઃ ન કહી, ત્યારે તો અગ્રે પક્ષીઓની પણ દશા અલિકુલવત્ થશે, વસ્તુતઃ તો ઉક્તરૂપરસમત્તાલિકુલાલઘુગીતને અભીષ્ટત્વે અતિચિત્તનૈપત્યે જ અનુભવતા પ્રભુ વેણુકૂજન અને ગાન કરે છે તેથી તચ્છ્રવણે પક્ષીઓનું પણ રસમત્તત્વે

**વ્યાખ્યાન**—દર્શનીયોના મધ્યમાં તિલકરૂપ–અતિસુન્દર–હરિ છે અને પક્ષીઓ રૂપપ્રધાન તથા રૂપભેદવિત્ છે, રૂપપ્રધાનત્વમાં હેતુ જ રૂપભેદવિત્ત્વ છે–તૃતીયસ્કન્ધમાં "તતઃશબ્દવિદો વરાઃ" "રૂપભેદવિદસ્તેભ્યઃ" શ્લોકમાં 'રૂપભેદવિત્'પદે પક્ષીઓનું કથન કર્યું છે–તેથી રૂપે ભજનસિદ્ધિ આ વિશેષણે કથી, અને 'વનમાલા' ઇત્યાદિ અગ્રિમ વિશેષણથી નાદે પણ ભજનસિદ્ધિ "કિઞ્ચ" ઇત્યાદિએ કથે છે, કિઞ્ચ જે વેણુનાદ છે તે સ્વહિતકારી છે, સ્વકીયોના અપરાધને પણ ગણતો નથી, પ્રત્યુત સ્વકીય ભ્રમરના અનુરણનરૂપ વેણુનાદ થાય છે–અત્ર વેણુરૂપ કર્મનું સ્વાતન્ત્ર્ય સૌકર્યાર્થ છે–એમ "વનમાલા" ઇત્યાદિએ કથે છે, અલિના આદરકથને એમનો–સારસાદિનો–આદર તો કૈમુત્યસિદ્ધ જ છે એમ અત્ર પ્રઘટ્ટકાર્થ છે, વેણુનાદ સ્વકીયનો હિતકારી છે, નાદપ્રધાનત્વથી ભ્રમરોનું નાદસમ્બન્ધિત્વ છે, અને પક્ષીઓ નાનાવિધ કૂજને ઉપકરે છે તેથી તેઓ પણ નાદપ્રધાન છે, વનમાલાના અને દિવ્યગન્ધા તુલસીના મધુએ મત્ત એવા અલિકુલે કરેલા અલઘુ ગીતને પણ આદરતા જ ભગવાન્ કૂજિતવેણુ થાય છે, અત્ર 'વનમાલાની જે દિવ્યગન્ધા તુલસી તેના મધુએ–મકરન્દે–મત્ત' એમ સમાસનો વિગ્રહ કરવો, તેથી જે પ્રકારે જ ભ્રમરો ઝંકાર કરે છે તે જ પ્રકારે તન્નાદના અનુકર્તા જ પ્રભુ વેણુકૂજન અનુરણનવદ્ જ કરે છે, પક્ષીઓના મધ્યમાં અલિ હીન અને નિકૃષ્ટ છે તેમનાં પણ જે કુલ–સમૂહ–નાનાવિધ જાતિભેદ–તેમણે પણ જે પ્રકારે અલઘુ થાય તે પ્રકારે કરેલું જે ગીત તે ગીતને પણ આદરતા ભગવાન્ કૂજિતવેણુ થયા, તત્ર પણ અલિ મત્ત છે, તત્ર પણ જેણે અનુચિત છે તેણે કરીને આ અલિઓ મત્ત છે–કારણ કે તુલસી કાંઇ પુષ્પાન્તરવદ્ માદહેતુ નથી, તત્ર પણ દિવ્યગન્ધા તુલસી, અને તત્ર પણ ભગવદ્વનમાલાગતા તુલસી, તે તો સર્વથા જ ઉન્માદહેતુ નથી, તથાપિ તેના–દિવ્યગન્ધતુલસીના–પણ મધુએ મત્ત તે અલિકુલે ગીત અલઘુ ગાયું તેનો પણ આદર કૂજિતવેણુ ભગવાને કર્યો, તેમનો–અલિનો–પણ આદર જો કરે ત્યારે સરોવરાદિમાં જે સરસ–રસિક–ક્ષીરનીરવિવેકી હંસ છે તેમનો આદર કેમ ન કરે? કિઞ્ચ આદર પણ જે પ્રકારે ભ્રમરોનું અભીષ્ટ થાય તે પ્રકારે ભગવાન્ કરે છે, તથા વનમાલામાં સમાગત ભ્રમરને દૂર કરતા નથી પરન્તુ જેમ તે ભ્રમરો ઉપદ્રુત થાય નહિ તે જ પ્રકારે તેમનો આદર કરે છે, તેથી જ્યારે જ આદર કરતા જ ભગવાન્ કૂજિતવેણુ થાય છે ત્યારે જ સરમાં વિદ્યમાન જલવાસી સારસ–સરસ ભક્તોના સમ્બન્ધી–તથૈવ સઙ્કેતથી ભક્તાગમનસૂચક ક્ષીરનીરવિવેકી–આગતોમાં પણ તત્તદ્ભાવને વિવેચીને ભગવાનને તત્તદ્ભાવજ્ઞાપક–તે હંસ એવા વિહઙ્ગ, વિહઙ્ગ ઉત્કૃષ્ટગતિયુક્ત છે, પુરુષની પણ અપેક્ષાએ તેઓ વિશેષે ભગવદ્ભજનાધિકારી છે તેથી તેમને "ચારુગીતહૃતચેતસઃ" વિશેષણે વિશિષ્ટ કથે છે, જે પ્રકારે ચારુ થાય તેમ નિષ્કામાર્થ નિષ્કામત્વસાધક–અભિલાષપૂરક–નાદપ્રધાન ભજન અત્ર હોવાથી નાદે જ અભિલાષપૂરણ એ અત્ર પુરુષની અપેક્ષાએ વિશેષ છે, કારણ કે પુરુષને તો પ્રત્યુત અધિક અભિલાષ થાય છે, અત્ર 'પુરુષ'પદ સ્ત્રીપુરુષસાધારણ જાણવું, ભગવદ્ગીતે જ હૃત–વશીકૃત–છે ચિત્ત જેમનું એવા તે સારસહંસવિહઙ્ગ,તે પણ ભજન ભક્તિમાર્ગાનુસારે, નહિ કે સ્થાનસ્થિતના અન્તર્યામિરૂપે વા જ્ઞાનરૂપે–આત્મામાં જ પ્રકાશે જ્ઞાત જ્ઞાનરૂપે, આગમીને હરિના ઉપ–સમીપે–આસે છે એમ 'આસતે' પદ શેષ માનવું, એ જ 'ઉપ આસત' પદનો અર્થ કથે છે કે 'સેવમાન થયા,' કારણ કે તેઓ ભગવદુક્ત મુનિઓ છે, તેમના ભજનમાં ભ્રમરથી પણ વિશેષ "યતચિત્તાઃ" પદે કથે છે, યત–નિયત–છે ચિત્ત જેમનું, ચિત્તનૈયત્યે ભગવદ્ભજન મુખ્ય છે, નહિ કે વિક્ષિપ્તચિત્તતાએ, "કિઞ્ચ"પદનો અન્વય 'મીલિતદૃશઃ' પદે કરવો, યતચિત્તત્વ તો અત્ર ભ્રમરથી વિશેષ છે જ પરન્તુ એમનામાં મીલિતદૃક્ત્વ અને ધૃતમૌનત્વ પણ વિશેષ છે, "હન્ત"પદ હર્ષવાચક છે, કારણ કે એમનું જ આ ભાગ્ય છે, બહિર્વ્યાપારરહિત ભક્તો ભજનમાં સર્વોત્તમ છે, બહિર્વ્યાપારમાં નેત્રદ્વય અને વાગ્ નિયમ્યા છે, જેનું આ દ્વય નિયત છે–જેમની વાણી અન્ય વદતી નથી અને જેમનું ચક્ષુ અન્યનું દર્શન કરતું નથી તે સર્વોત્તમ છે એમ શેષ માનવું, આ આશય "મીલિતદૃશઃ" અને "ધૃતમૌનાઃ" પદે કથે છે કે મીલિતા છે દૃગ્ જેમની અને ધૃત છે મૌનવ્રત જેમણે, સામ્પ્રત આ ભક્તો નાદપર છે, તેથી દૃષ્ટિએ અન્યચિત્તતા થઇ જશે એમ માનીને તેમણે નેત્રનિમીલન કરી દીધું.

**આકૂત**–આના 'દર્શનીયતિલકઃ' શ્લોકમાં આ આકૂત છે, આ મુનિઓ અતિરસિક છે, લીલામાં પુરુષત્વે સ્વનો અનુપયોગ માનીને પક્ષી થઇને વિવિધ સ્વકૂજને ભગવાનનું અને ભક્તોનું રસોદ્દીપન કરતા સ્વ-કૃતાર્થના માનતા સતા તેઓ શબ્દને જ અધિક અભીષ્ટ માને છે તેથી શબ્દપ્રધાનકીર્તિરૂપા વનમાલાના ધર્મનો જ અત્ર ઉપયોગ વક્તવ્ય છે, 'જેમ સમ્પુષ્પિત વૃક્ષનો ગન્ધ દૂરથી વાય છે તેમ પુણ્ય કર્મનો ગન્ધ દૂરથી વાય છે' એ મુનિએ કીર્તિનું ગન્ધસામ્યે નિરૂપણ કર્યું છે, વનમાલા કીર્તિરૂપા હોવાથી તન્નિરૂપક ગીત

આવશ્યક છે, અને તદ્રસાસ્વાદ–કીર્તિનિષ્ઠ માધુર્યરસના આસ્વાદ–વિના તે ગીત સમ્ભવતાં નથી, તેથી ગુણાતીતભક્તિરૂપ–ગુણાતીતભક્તિનિરૂપક–'માધવા દર્પિતગન્ધતુલસ્યાઃ'ચરણે ભગવત્પ્રિયત્વે વક્ષ્યમાણરૂપ–જે ગન્ધ તે ગન્ધવતી જે તુલસી તે તુલસીનું મધુ–મકરન્દ–અલૌકિકભક્તિરસાત્મક ઇતરવિસ્મારક છે, તેથી તાદૃશ મધુથી અતિમત્ત–સ્વદેહાદ્યનુસન્ધાને અને ઇતરધર્માનુસન્ધાને પણ રહિત–તેઓ તન્નિકટ જ અલઘુ ગાન કરે છે, વસ્તુતઃ તો પ્રભુનું આ જ મહત્તમ સમારાધન અલિએ કરાય છે અને તેથી જ તે જ ગીત પ્રભુને અભીષ્ટ–અભિતઃ ઇષ્ટ–છે, ગન્ધમાં અન્ય પણ વિશેષ કથે છે, અપરઞ્ચ "ચારુ" ઇત્યાદિ પદ ત્યજીને તત્ર ભવનાર્થકપ્રત્યયયુક્ત 'દિવ્ય'પદની ઉક્તિએ ભગવદ્વનમાલાસ્થતુલસીગન્ધનું તો દિવિભવત્વ–દિવ્યત્વ–બાધિત હોવાથી અગ્રે સ્વામિનીઓમાં પ્રજદેવીત્વ વક્ષ્યમાણ હોવાથી અને 'દિવુ'ધાતુ ક્રીડાવાચક હોવાથી શ્રીસ્વામીનીઓએ સહ ક્રીડાએ જનિત આ ગન્ધ છે એમ સમભિવ્યાહારથી અવગમાય છે, આથી જેમ દિવિભવ અર્થ–પદાર્થ–ઇતરલોકસ્થજનવિષય નથી તેમ અન્તરઙ્ગતમલીલાપ્રપઞ્ચસ્થભક્તૈકગમ્ય આ ગન્ધ છે એમ ધ્વનિત થાય છે, તેથી જ તે ગન્ધે પ્રભુનો પણ ભાવોદ્બોધ થયો એમ જણાવવાને કૂજન કહ્યું, પ્રત્યેકવેદ્યત્વ અન્ય પણ વિશેષ કથે છે, કિઞ્ચ વનમાલાસ્થપુષ્પમધુ ન કથતાં તુલસીનું જ મધુ એમ જે કહ્યું તેથી "દર્પિતગન્ધતુલસ્યાઃ" વાક્યથી અને 'બાહું પ્રિયાંસે'થી ઉપક્રમીને 'તુલસિકાલિકુલૈર્મદાન્ધૈરન્વીયમાનઃ' વાક્યથી તે ગન્ધમધ્વાદિસ્વરૂપને પ્રભુ જ જાણે છે, તે વિશેષ અન્યગમ્ય નથી–તુલસીનું જ મધુ કહ્યું તેથી તે મધુનિષ્ઠ વિશેષ અન્યગમ્ય નથી–એમ પ્રકારત્રયે ગન્ધનું માદકત્વ કહ્યું, તદ્ભોક્તા અલિ પણ સાધારણ નથી કિન્તુ ઇતરથી વિજાતીય અત્યુત્તમ છે એ જણાવવાને જ "કુલ"પદ કહ્યું, તેથી જ "અલિ"પદ કહ્યું, "અલં"શબ્દ પૂર્ણતાવાચી છે અને તેથી અલંવાન્ 'અલિ' પૂર્ણતાવાન્ છે એમ અત્ર કહ્યું, યદ્વા નથી રસ લીન–નષ્ટ–જ્યાં વા જેણે તે 'અલિ' એમ 'અલિ'પદનું નિર્વચન છે, યદ્યપિ અત્ર 'અલી' એમ દીર્ઘ પદ સમ્ભવે છે તથાપિ "દશહૂતો હ વૈ નામ એષઃ તં વા એતં દશહૂતં સન્તં દશહોતા ઇત્યાચક્ષતે પરોક્ષેણ પરોક્ષપ્રિયા ઇવ હિ દેવાઃ" એ શ્રુતિન્યાયે અને "પરોક્ષઞ્ચ મમ પ્રિયં" એ ભગવદ્વાક્યથી સ્વપ્રિયાર્થનું ગોપન પ્રભુને પ્રિય છે એમ જણાય છે, અને પ્રકૃતમાં સ્વાન્તરઙ્ગરસ-પોષકતા આ અલિમાં ગોપ્યા છે તેથી પરોક્ષે 'અલી'ને સ્થાને હ્રસ્વાન્ત 'અલિ'પદ પ્રભુએ પ્રકટ કર્યું, એમ સને આ જ 'અલિ' છે અને અન્ય તો ભ્રમર છે, આ અલિમાં પણ ક્વચિદ્ અન્ય નામપ્રયોગ તાત્પર્યવિશેષે જ છે એમ જાણવું, તારત્વ અને બહુત્વ નહિ કથીને લઘુત્વાભાવ જ 'અલઘુ'પદે જે કથ્યો તેથી તદ્ગતરસભરવહન કરવાને પ્રભુ વિના અન્ય શક્ત નથી એમ જણાય છે, અને તેમ ગીતના મહત્ત્વમાં પણ ઇયત્તા નથી જ એમ પણ જણાવવાને 'અલઘુ'પદ કહ્યું, એમ સને તદાદર કેમ ન કરે ? "યર્હિ"પદથી તદ્ગીતરસપાનપરવશ હરિ ચિરકાલ તૂષ્ણીં જ સ્થિતિ કરે છે–કદાચિત્ તદ્રસભરે જ કૂજિતવેણુ થાય છે–એમ જ્ઞાપિત થાય છે, અગ્રે ગીતોક્તિએ પૂર્વ તદ્ગીતોદ્બુદ્ધભાવે સ્વપ્રિયાના ભાવોદ્બોધનાર્થ વેણુકૂજન જ કર્યું, તેથી જ્યારે હરિ પૂર્ણરસ થયા ત્યારે ગાન કર્યું એમ જ્ઞાપિત થાય છે, અલિસુન્દરત્વનિરૂપણમાં 'તિલક'ત્વોક્તિએ તિલક જેમ ભાગ્યસ્થાન ભાલમાં સ્થિતિ કરે છે તેમ આ પણ સ્વરૂપ પરમભાગ્યવતી શ્રીસ્વામિનીમાં જ સ્થિતિ કરે છે એમ ધ્વનિત થાય છે, "દર્શનીયતિલકઃ" પદમાં કર્મધારય સમાસ જાણવો, કારણ કે શ્રીસ્વામિનીના હૃદયમાં તો પ્રિયાતિરિક્તમાં 'દર્શનીય'ત્વની જ સ્ફૂર્તિ જ થતી નથી, અત્ર યદ્યપિ રૂપ અને નાદ ઉભયે મુખ્ય છે તથાપિ નાદમાં વિશેષ નિરૂપાય છે, અન્યથા મીલિતદૃક્ત્વ કથે નહિ, તત્ર હેતુ "સરસિ" ઇત્યાદિએ કથે છે, સરમાં વિદ્યમાન જ તે સારસહંસવિહઙ્ગોએ વેણુગીતનું શ્રવણ કર્યું અને તે વેણુગીત ચારુત્વે મનોહરણૈકસ્વભાવ હોવાથી નાદાધીન જ તેઓ નિકટમાં સમાગત થયા, આદિમાં જ નાદમાં હેતુભૂત સ્વરૂપસૌન્દર્યના નિરૂપણથી નાદરસમાં જ સ્વરૂપરસને પણ અનુભવે છે એમ જ્ઞાપિત થાય છે, મત્ત અલિના ગીતાનુરણનરૂપ વેણુગીતે સારસહંસવિહઙ્ગોનું જે યતચિત્તત્વ અને સર્વેન્દ્રિયવૃત્તિનિરોધ આ પણ અતિચિત્ર છે, આ સારસાદિની આ ગીતરસપાનદશા, તેથી એવંરૂપતા જ ઉપપન્ના પણ છે, કારણ કે એતજ્જન્યત્વે નાદ એતદુત્તરકાલીન છે, અલિકુલની પણ તુલસીગન્ધમધુપાનદશા પક્ષિતુલ્યા જ છે, પરન્તુ પશ્ચાત્ તત્સ્વભાવવશાદ્ ઉક્તરૂપત્વ–મત્તત્વ–છે એમ જણાય છે, અગ્રે પણ પક્ષીઓના મુનિત્વથી અન્તઃ જ નિરન્તર જ એતદ્રસમત્તતા જ છે તેથી તેમની મત્તતા ન કથી, અથવા અગુરુસ્વભાવથી અગ્રિમા રસમત્તતા અનુક્તાસિદ્ધા છે તેથી તે વચનતઃ ન કથી, ત્યારે તો અગ્રે પક્ષીઓની પણ દશા અલિકુલવત્ થશે, વસ્તુતઃ તો ઉક્તરૂપરસમત્તાલિકુલાલઘુગીતને અભીષ્ટત્વે અતિચિત્તનૈપુણ્યે જ અનુભવતાં પ્રભુ વેણુકૂજન અને ગાન કરે છે તેથી તચ્છ્રવણે પક્ષીઓનું પણ રસમત્તત્વ

આવશ્યકત્વથી ઉચિતતર છે એમ અમે યુક્ત દેખીએ છીએ, તથાપિ આદિમાં સ્વરૂપસૌન્દર્ય જ કથ્યું તેથી સ્વને-ગોપિકાને-સ્વરૂપતદ્દિદૃક્ષાતિભરે પક્ષીઓની તત્પ્રાપ્તિદશામાં તત્પ્રતિબન્ધસ્મરણે કાંઇક ખેદ થયો તેથી 'હન્ત' પદ કથ્યું. આ પ્રકારે એમનું ભાગ્ય સાત્ત્વિકત્વથી-શુદ્ધસાત્ત્વિકત્વથી-શ્રીસ્વામિનીએ નિરૂપ્યું, અને તેથી પૂર્વોક્તા વક્ત્રી તમોમિશ્રસાત્ત્વિકી અને અગ્રિમા રજોમિશ્રસાત્ત્વિકી છે એમ વિભાગ પણ જાણવો. (૧૦-૧૧).

**આભાસ**—મેઘ સર્વહિતકારી છે તેનો પણ પૂર્વવદ્ વેણુનાદજનિતભાવ "સહબલઃ" યુગલે કથે છે.

**सहबलः स्रगवतंसविलासः सानुषु क्षितिभृतो व्रजदेव्यः।**
**हर्षयन् यर्हि वेणुरवेण जातहर्ष उपरम्भति विश्वम् ॥१२॥**
**महदतिक्रमणशङ्कितचेता मन्दमन्दमनुगर्जति मेघः।**
**सुहृदमभ्यवर्षत् सुमनोभिश्छायया च विदधत् प्रतपत्रम् ॥१३॥**

**અક્ષરાર્થ—હે વ્રજદેવીઓ! ક્ષિતિભૃત્‌ના સાનુમાં સહબલ સ્રગવતંસવિલાસ જાતહર્ષ હર્ષાવતા જ્યારે વેણુરવે વિશ્વને ઉપરમ્ભે છે ત્યારે મહદતિક્રમણશઙ્કિતચેતા મેઘે મન્દમન્દ અનુગર્જીને છાયાએ છત્ર કરતાં(તે મેઘે)સુહૃદ્‌ને સુમને અભિવર્ષ્યાં.૧૨-૧૩.**

**વ્યાખ્યાન**—હે વ્રજદેવિ! વ્રજદેવતારૂપા ગોપીજન! વિશ્વાસ થશે એમ આ પદે નિરૂપ્યું, 'દિવુ'ધાતુ ક્રીડાર્થ હોવાથી લીલાસ્થલત્વસૂચક 'દેવી'પદે અનુભવસંવાદથી ઉપરમ્ભણકથનમાં વિશ્વાસ નિરૂપ્યો, જ્યારે વેણુરવે વિશ્વને ઉપરમ્ભે-પૂરે-છે ત્યારે મહદતિક્રમે શઙ્કિતચેતા મેઘે સુહૃદ્ ભગવાન્‌ને અભિવર્ષ્યાં અને સ્વદેહચ્છાયાએ આતપત્ર ધર્યું વા આતપત્ર ધરતા મેઘે અભિવર્ષણ કર્યું, આ નાદ મહાબલયુક્ત-તાર-છે, "ઉપરમ્ભણ"પદનો અર્થ કથે છે કે વિશ્વગત સર્વ જ ધર્મને દૂર કરીને નાદ સ્વયં જ પૂર્ણ થયો, અત્ર 'વિશ્વ'શબ્દ નાદશ્રોતૃસર્વપર છે, તત્સમયે તે નાદશ્રોતા સર્વને વિષયાન્તરસ્ફૂર્તિ થઈ નહિ પરન્તુ નાદ જ અન્તર્બહિઃ પૂર્ણ થઈ ગયો, ત્યારે નીલત્વથી ભગવદાભાસરૂપ ધૂમાદિસમ્ભૂતાત્મા મેઘે વિશ્વ ભગવાને જ કૃતાર્થીભૂત છે તેથી સ્વયં ઉપચરિતાર્થ સતે પણ સ્વજન્મસાફલ્યાર્થ ભગવાન્‌નું જ અભિવર્ષણ કર્યું અત્ર 'ધૂમાદિ'પદે વર્ણસામ્યે પણ ભગવદાભાસત્વમાં હેતુ કથ્યો, મેઘનું પ્રયોજન વૃષ્ટ્યાદિએ તાપનિવારણ છે, અને તાપ તો ભગવાને જ નાદદ્વારા સ્વાનન્દપૂરણે નિવાર્યો જ છે, અને તેથી આભાસત્વે નિકૃષ્ટ પણ સિદ્ધપ્રયોજન પણ મેઘે 'હું અત્ર સ્વજન્મસાફલ્યાર્થ સ્થિત છું' એમ માનીને વૃષ્ટિ કરી, પરન્તુ ભગવાનને તો તે અભિવર્ષણે કાંઇ પણ પ્રયોજન નથી, તત્ર યાદૃશ વેણુનાદે આ થાય છે તાદૃશવેણુનાદકર્તા ભગવાનને વિશેષણચતુષ્ટયે વર્ણે છે, અન્યથા ઉપરમ્ભણ અર્થવાદરૂપ થઈ જાય-ભગવાન્ બાલ હોવાથી તત્કૃત-બાલભગવત્કૃત-ઉપરમ્ભણે વાચ્ય અર્થમાં વિરોધ પ્રાપ્ત થાય તેથી ઉપરમ્ભણે ચિત્તાક્ષેપરૂપ કોઇક ગુણવિશેષ લક્ષાય અને તેથી ગુણવાદરૂપ અર્થવાદ થઈ જાય-કારણ કે "વિરોધે ગુણવાદઃ સ્યાદ્" એમ મીમાંસાનો સિદ્ધાન્ત છે-તત્ર ક્રિયાશક્તિ સમ્પૂર્ણા છે એમ કથવાને "સહબલઃ"-બલભદ્રે સહિત-પદ કથ્યું, પ્રભુ બલભદ્રે સહિત છે, તેથી સૃષ્ટિકરણક્રિયાપેક્ષાએ પણ આ ક્રિયા મહતી છે એમ જણાવવાને "સહબલઃ"પદ ધર્યું, "અદીન" શ્લોકમાં 'અદીન'ત્વ સર્ગ છે અને 'લીલા' વિસર્ગ છે એમ સર્ગાનન્તર વિસર્ગત્વેલીલાનું નિરૂપણ કર્યું છે તેથી સર્ગથી લીલા મહતી છે, સ્રગ્રૂપ-પુષ્પગુચ્છરૂપ-જે આ અવતંસ-કર્ણાભરણ-તત્ર છે વિલાસ જે પ્રભુનો એમ "સ્રગવતંસવિલાસઃ" પદે 'લીલા' નિરૂપી,મહત્ત્વને શાસ્ત્રરીતિએ પણ વ્યુત્પાદે છે કે માલા કીર્તિમયી છે, અવતંસ જે કર્ણાભરણ તત્ર કર્ણ-શ્રોત્ર-દશ દિક્ છે, દશ દિશામાં જેણે-ઉપરમ્ભણક્રિયાએ-કીર્તિ પૂરિતા થાય તે લીલા સર્વોત્તમા હોય જ, આભરણમાં જે વિલાસ તેનું સ્વસ્થાનમાં સ્થાપન-અને તેથી કીર્તિરૂપદિગાભરણમાં વિલાસકથને કીર્તિરૂપ આભરણનું દિગ્માં સ્થાપન-કથ્યું, અત્ર આ વિશેષણકથને સમભિવ્યાહારથી ઉપરમ્ભણે આભરણસ્થાપન કરે છે એમ અર્થ પ્રાપ્ત થાય છે એ આશયે ઉપરમ્ભણક્રિયાવાચક 'યથા'પદ ધર્યું, વા ભગવત્કીર્તિપ્રતિપાદક ભાગવતાદિશાસ્ત્ર સર્વ વેદમાં આભરણરૂપ છે તત્ર વિલાસયુક્તા, વા તે ભાગવત છે પ્રતિપાદક જેનું, તત્ર ભગવાનના વિલાસકથને તલિઙ્ગ ઉપરમ્ભણનો પણ વિલાસ કથ્યો જ છે, કર્ણશષ્કુલ્યવચ્છિન્ન નભ શ્રોત્ર છે, નભનું આભરણ શબ્દ છે, કારણ કે શબ્દ તદ્ગુણ-નભોગુણ-છે, અને તેથી "અવતંસ"પદે ભાગવતાદિશાસ્ત્ર વાચ્ય છે, આ પક્ષમાં 'સત્પ્રતિપાદક અવતંસ' એમ વિગ્રહ કરવો, તત્ર ભાગવતાદિ શાસ્ત્રમાં વિલાસયુક્તા અને તત્પ્રતિપાદિકા-તે છે પ્રતિપાદક જેનું એવી-ક્રિયા સર્વોત્તમા જ હોય છે, એ પ્રકારે ક્રિયાનું સ્વરૂપતઃ અને ગુણતઃ પણ

માહાત્મ્યં નિરૂપ્યું, અત્ર સ્વરૂપ 'બલ' છે કીર્તિપૂરણ 'ગુણ' છે અને 'મહત્ત્વ 'માહાત્મ્ય' છે, તે સહકારિણી ઇચ્છાનું માહાત્મ્ય "જાતહર્ષ:"પદે કહે છે, "સુખધર્મસ્તથેચ્છા સ્યાત્ કિઞ્ચિદ્ગુણમ એવ સ:" વાક્યથી ઇચ્છા સુખધર્મ છે તેથી અત્ર "હર્ષયન્"પદે હર્ષકથને ધર્મિ સુખનો પણ ઉત્કર્ષ કહ્યો અને તેથી મહત્ત્વ કહ્યું, સ્વયં જાતહર્ષ છે અને અન્યને હર્ષ કરાવે છે, એ પ્રકારે વેણુનાદનો કારણભૂત ક્રિયોત્કર્ષ કહીને "ક્ષિતિભૃતઃ સાનુષુ"પદે દેશતઃ પણ ઉત્કર્ષ કહે છે, સર્વાધારભૂતા ક્ષિતિને-પૃથિવીને-જે ભરે તે ક્ષિતિભૃત્‌ના પર્વતના-પણ ઉચ્ચસ્થાન સાનુમાં-શિખરમાં-તે નાદ થાય છે તેથી તે વિશ્વને કેમ ન પૂરે? જેમ નૂતન ગૃહમાં પ્રતિધ્વનિ થાય છે તેમ વેણુનું અતિગમ્ભીર અનુરણન ઉપરમ્ભે-નાદે પૂરે-છે, તેથી વેણુનાદની ક્રિયા મેઘથી પણ અધિકા અત્ર નિરૂપી, ત્યારે જ મહાનના-વાસુદેવના-ઉપરિ જતાં ભગવાનના અતિક્રમણે શઙ્કિતચિત્ત થઈને ઉપરિ જ સ્થિતિ કરીને અગ્રે ગમનાર્થ ઉદ્યત તે મેઘે નીલમેઘશ્યામ વિશ્વજીવન ભગવાનને સ્વમિત્ર જાણીને તે સુહૃદનું સુમન-પુષ્પરૂપ સ્વબિન્દુઓ-અભિવર્ષણ કર્યું, અર્થાત્ પુષ્પે પૂજન કર્યું, કેવલ પૂજા જ કરી એમ નહિ પરન્તુ રાજ્યનું પણ દાન કર્યું, સુરભીકૃતગોવિન્દાભિષેકવદ્ આ મેઘે પણ સ્વાધિપતિત્વે જ પ્રભુનું વરણ કર્યું તેથી રાજ્યનું પણ દાન મેઘે પ્રભુને કરી દીધું એમ 'આતપત્રં દધત્'પદે કહે છે, મેઘે પ્રભુને છત્ર ધરીને કેવલ રાજ્યનું જ દાન કર્યું એમ પણ નહિ પરન્તુ તેણે આત્મનિવેદન પણ કર્યું એમ 'છાયયા'પદે કહે છે, સૂર્ય અધઃસ્થિત સતિ ઉપરિસ્થિત મેઘે છાયા ન થાય તેથી છાયાનો નિર્દેશ પૃથક્ કર્યો (૧૨-૧૩).

**આભાસ**—યાથાત્મ્યજ્ઞાનાભાવથી તામસત્વ પણ ભક્તિમાર્ગમાં તો ગુણ છે તેથી તે પ્રકારે ઉત્તમ ત્રિવિધને કહેવાને-તેમનામાં પણ વેણુનાદ કાર્યક થયું એમ કહેવાને-વેણુનાદને અને ભગવાનને "વિવિધગોપચરણેષુ" યુગ્મવડે વર્ણે છે, કારણ કે વેણુનાદે જ્ઞાનીમાં 'સન્દેહ' શ્રુતિમાં 'મોહ' અને અરણ્યવાસીમાં 'સર્વપરિત્યાગ' કર્યો, તત્ર વિશ્વગુરુ જે બ્રહ્માદિ તેમને પણ સન્દેહ થયો એ કહેવાને "વિવિધ" ઇત્યાદિ યુગલે ભગવાનનો વેણુનાદ વર્ણે છે.

> વિવિધગોપચરણેષુ વિદગ્ધો વેણુવાદ્ય ઉરુધા નિજશિક્ષાઃ ।
> તવ સુતઃ સતિ યદાધરબિમ્બે દત્તવેણુરનયત્ સ્વરજાતીઃ ॥૧૪॥
> સવનશસ્તદુપધાર્ય સુરેશાઃ શક્રશર્વપરમેષ્ઠિપુરોગા ।
> કવય આનતકન્ધરચિત્તાઃ કશ્મલં યયુરનિશ્ચિતતત્ત્વાઃ ॥૧૫॥

**અક્ષરાર્થ**—હે સતિ! વિવિધગોપચરણમાં વિદગ્ધ આપનો સુત અધરબિમ્બમાં દત્તવેણુ વેણુવાદ્યમાં અનેકધા નિજશિક્ષા સ્વરજાતિનું નયન જ્યારે કરે છે ત્યારે શક્રશર્વપરમેષ્ઠિપુરોગ સુરેશ તેને સવનશઃ ઉપધારીને તે કવિઓ આનતકન્ધરચિત્ત થઈને અનિશ્ચિતતત્ત્વ રહીને મૂર્ચ્છિત થઈ જાય છે. ૧૪-૧૫.

**વ્યાખ્યાન**—લોકમાં જાયમાન અલૌકિક પ્રકાર સન્દેહને ઉત્પાદે છે, "તેવું કોઈ પણ રૂપ ઈશ્વરમાં નથી જે વેદમાં શ્રુત ન હોય અને બ્રહ્મા સર્વવિદ્યાસ્થાનના અભિજ્ઞ છે એવા બ્રહ્માને સન્દેહ કેમ થાય?" એમ આશઙ્કીને "વેણુવાદ્ય ઉરુધા નિજશિક્ષાઃ"પદે કહે છે કે વેણુ સુશિરનો ભેદ છે તેના પણ પ્રકાર શાસ્ત્રમાં નિરૂપિત છે તે પ્રકાર બ્રહ્મા જાણે છે પરન્તુ આ તો પ્રકાર 'ઉરુધા'-અનેકધા-અને 'નિજશિક્ષાઃ' છે, નિજે જ છે શિક્ષા-શિક્ષણ-અભિવ્યક્તિપ્રકાર-જેમાં એવી 'નિજશિક્ષાઃ' 'સ્વરજાતિ'ને પ્રભુ ગાય છે, આથી-બ્રહ્માના અજ્ઞાનકથનથી-નાદબ્રહ્મ નિત્ય છે એમ નિરૂપ્યું, કારણ કે નિત્ય નાદબ્રહ્મ તો બ્રહ્માથી પણ પૂર્વે સિદ્ધ છે, તેથી બ્રહ્માનું તત્ર અજ્ઞાન યુક્ત છે, તત્ર 'અઙ્ગુલિચાલનાદિરૂપા ક્રિયાશક્તિ સાધન છે ત્યારે તેના-તે સાધનના-લૌકિકત્વે તે નાદ અલૌકિક કયે પ્રકારે હશે?' એમ આશઙ્કીને તે નાદના અલૌકિકત્વાર્થ "વિવિધગોપચરણેષુ" ઇત્યાદિ કહે છે કે વિવિધ ગોપચરણમાં-ગોપના સઞ્ચારવિશેષમાં-પ્રભુ 'વિદગ્ધ' છે, ગોપસઞ્ચાર કાંઈ વેદોક્ત નથી કિન્તુ લૌકિક છે, બ્રહ્માણ્ડાન્તરસ્થિત ગોપના સઞ્ચાર-અન્યત્રલોકમાં અને વેદમાં પણ પ્રસિદ્ધ નથી, આ બ્રહ્મા તો પણ કેટલાક સઞ્ચાર છે, તે-દ્વિતીયબ્રહ્માણ્ડસ્થિત સઞ્ચાર-લોકપ્રસિદ્ધત્વાભાવથી અને વૈદિકત્વાભાવથી પણ બ્રહ્માનું અજ્ઞાન છે, એતદ્બ્રહ્માણ્ડમાત્રજ્ઞ છે તેથી અત્ર તે સઞ્ચારના લોકપ્રસિદ્ધત્વાભાવથી ... તેથી બ્રહ્મા જે પ્રકારને જાણતો નથી તે જ પ્રકાર અને ભગવાન્ તો સર્વત્ર જ વિદગ્ધ છે તેથી 'અન્યજ્ઞાનને અપેક્ષીને' એમ અગ્રે શ્રીટિપ્પણીમાં કહ્યું જ છે, ભગવાને કર્યો, નાદનું નૂતનત્વ તો 'બ્રહ્માની' સૃષ્ટિમાં આવિર્ભૂત ભગવાને બ્રહ્માનો પણ અજ્ઞાત પ્રકાર કેમ કર્યો?' એમ

આશઙ્કીને તત્ર "તવ[1] સુતઃ"પદ કથે છે, આ વકત્રી સ્ત્રીમણ્ડલમાં સમાગતા શ્રીયશોદાજી પ્રતિ વદે છે, અને તેથી જ અત્ર કામાદિવાર્તા નથી કિન્તુ માત્રાદિનિષેધાવિષય અનિષિદ્ધ ઉત્કર્ષ જ નિરૂપ્યો છે હે યશોદે! જેમ આપના પુત્ર પણ સતે આપના મનથી પણ આકલવાને અશક્ય ચરિત્ર કરે છે તેમ બ્રહ્માના બ્રહ્માણ્ડમાં આવિર્ભૂત સતે પણ તેના મનથી પણ આકલવાને અશક્ય એવું આ ચરિત્ર આપના સુત કરે છે, "સતિ"સમ્બોધન વિશ્વાસાર્થ છે, અજ્ઞાનમાં હેતુ "અધરબિમ્બે દત્તવેણુઃ"પદે કથે છે, અધર લોભાત્મક છે એમ પૂર્વે કથ્યું છે, તેથી તે–અધર–લોકમાં પ્રસિદ્ધ નથી, કારણ કે તેનું–અધરના રસનું–દાન ભગવાને કોઇને પણ કર્યું નથી, તત્ર પણ અધર બિમ્બરૂપ–સૂર્યવત્ પ્રકાશક–છે, પ્રકાશકસ્વરૂપને પ્રકાશ્ય ન જાણે એ યુક્ત છે, અને તત્ર–અધરબિમ્બમાં–તતઃ પણ અધરનું જ જ્ઞાન અશક્ય તો તત્ર અધરમાં સ્થાપિત વેણુનું જ્ઞાન તો સુતરાં અશક્ય અને તેથી તે વેણુના અપ્રમેયત્વખ્યાપનાર્થ–ઉત્તમત્વખ્યાપનાર્થ–તે વેણુને સ્થાપ્યો અને ષડ્જાદિસ્વરજાતિભેદનું નયન કર્યું, નૂતનત્વે ઉત્પાદન કર્યું, યદ્યપિ મૂલમાં 'સ્વરજાતિ'પ્રાપકત્વ જ કથ્યું છે અને "નિજશિક્ષાઃ"વિશેષણે અપૂર્વત્વ પ્રાપ્ત થાય છે નૂતનોત્પત્તિ તો પ્રાપ્ત નથી તથાપિ અન્ય જ્ઞાનને અપેક્ષીને આ કથ્યું એમ જાણવું, અને તેથી 'નાદબ્રહ્મ નિત્ય છે' એ પૂર્વગ્રન્થનો પણ અવિરોધ જ રહ્યો, જ્યારે નૂતનત્વે સ્વરજાતિને પ્રભુએ ઉત્પાદી ત્યારે તત્પરિજ્ઞાનાર્થ ત્રિગુણપ્રધાન પણ દેવે કાલત્રયમાં પણ સમાગમન કર્યું, તે પણ કાલ આધિદૈવિક છે એમ ખ્યાપવાને "સવન"પદ ધર્યું છે, આ સપ્તમ યુગલ છે તેથી મધ્યાહ્નાભિપ્રાયે 'સવન'પદ છે, તે વેણુનાદનું 'સવનશઃ' ઉપધારણ કર્યું, શક્ર સાત્ત્વિક છે શર્વ તામસ છે અને પરમેષ્ઠી રાજસ છે, એ સાત્ત્વિકતામસરાજસ શક્રશર્વપરમેષ્ઠી દેવ છે પુરોગમ જે દેવોના, સર્વે જ દેવ ત્રિગુણાત્મક છે અને તેઓ નાદમાં નિપુણ પણ છે એમ "કવયઃ"પદે સૂચિત કર્યું, શક્ર–ઇન્દ્ર–તો ત્રૈલોક્યાધિપતિ સર્વથા નાદપર છે શર્વ તો નાદશાસ્ત્રકર્તા છે અને પરમેષ્ઠી તો તે ઉભયના પણ ગુરુ છે–અને તેથી અત્ર 'પરમેષ્ઠિ'પદ ધર્યું છે–તે સુરેશોની અન્યચિત્તતાના અભાવાર્થ અત્ર 'આનતકન્ધરચિત્તાઃ'પદ ધર્યું છે, આ–સમન્તાદ્–નતા છે કન્ધરા–આ કથન બાહ્યાભિનયાર્થ કર્યું–અને ગ્રાહક ચિત્ત જેમનું એવા શક્રશર્વપરમેષ્ઠિપુરોગમ દેવો છે, અત્ર નમન સર્વતઃ છે એમ 'આ' ઉપસર્ગનો આશય છે, તે સુરેશો પણ 'અનિશ્ચિતતત્ત્વ' થઈ ગયા, ઔદાસીન્યે કિંચિત્ કાલ વિચારીને અજ્ઞાને તૂષ્ણીંભૂત જ થયા એમ પણ ન માનવું, કારણ કે કશ્મલને પ્રાપ્ત થઈ ગયા અને ચિન્તાએ મૂર્ચ્છિત થઈ ગયા વા વેણુનાદે મોહિત થઈ ગયા, અને તેથી–મોહરૂપકાર્યકર્તૃત્વથી–જ 'આ નાદાભાસ–ગ્રામ્યનાદ–છે તેથી અત્ર મહાનની પ્રવૃત્તિ નથી' એ પક્ષનો પણ નિરાસ કર્યો, કારણ કે નાદ મોહરૂપ કાર્ય કરે જ છે, આભાસત્વપક્ષ પણ નિરાકૃત થઈ ગયો કારણ કે અલૌકિકરસોત્પાદક છે, તેથી દેવોને અજ્ઞાન છે પરન્તુ નાદમાં કાંઇ ન્યૂનતા નથી, આ પ્રકારે 'અલૌકિક' ઇત્યાદિએ તે દેવોના અજ્ઞાનમાં હેતુ કથ્યો, નાદ અલૌકિકરસોત્પાદક હોવાથી દેવોને તેનું અજ્ઞાન છે, નહિ કે નાદમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા છે. (૧૪–૧૫).

આભાસ—અન્યની વાર્તા રહેવા દો, અધરરસાભિજ્ઞ આપણું જ અન્યથાત્વ વેણુનાદ સમ્પાદે છે એમ પૂર્વવત્ "નિજપદાબ્જદલૈઃ" યુગલે કથે છે.

निजपदाब्जदलैर्ध्वजवज्रनीरजाकृतिविचित्रललामैः ।
व्रजभुवः शमयन् खुरतोदं वर्ष्मधुर्यगतिरीरितवेणुः ॥१६॥
व्रजति तेन वयं सविलासवीक्षणार्पितमनोभववेगाः ।
कुजगतिं गमिता न विदामः कश्मलेन कबरं वसनं वा ॥१७॥

**ભાવાર્થ—વ્રજભૂમિની ખુરપીડાને ધ્વજવજ્રનીરજાકૃતિવિચિત્રલલામ નિજપદાબ્જદલે શમાવતા વર્ષ્મધુર્યગતિ ઈરિતવેણુ ગમન કરે છે, તેણે સવિલાસવીક્ષણાર્પિત-મનોભવવેગા આપણે વૃક્ષગતિને પ્રાપ્ત થઈ જઈએ છીએ અને મુર્છાએ કબરનું કે વસનનું જ્ઞાન આપણને રહેતું નથી. ૧૬–૧૭.**

1. મજ્જમાં શ્રીદેવકીનન્દનત્વે પ્રસિદ્ધિ નથી તથાપિ દેવકીજઠરભૂઃ એમ શ્રીગોપીજને ૨૭મા શ્લોકમાં કથન કર્યું તે કથનની અન્યથાનુપપત્તિએ શ્રીગોપીજનને આર્ષ જ્ઞાન છે એમ અઙ્ગીકાર કર્યા વિના ગત્યન્તર જ નથી, એકત્ર તાદશ યાથાર્થ્યજ્ઞાપક આર્ષજ્ઞાન શ્રીગોપીજનમાં સિદ્ધ થયે અત્ર તવ સુતઃ ઇત્યાદિ પણ તેમનું કથન આર્ષજ્ઞાનજન્ય જ, અન્યથા તન્માતરૌ ઇત્યાદિ શ્રીશુકવાક્યનો વિરોધ પ્રાપ્ત થાય, અને તેથી પુરુષોત્તમ શ્રીનન્દરાયજીના પણ પુત્ર છે જ એમ નિરાબાધ સિદ્ધ થયું.

**વ્યાખ્યાન**—જ્યારે ઈરિતવેણુ સતે વ્રજે છે ત્યારે તે નાદે કુજગતિને–સ્થાવરત્વને–ગમિત આપણે–એવાં જ ગોપી–પરિહિત વસનને વા કેશપાશને પણ કશ્મલે–મૂર્ચ્છાએ–જોતાં નથી એમ સમ્બન્ધ છે, આ વેણુનાદ અસ્મદર્થે જ થાય છે એમ તે નાદની ચેષ્ટાએ અને અનુભવથી જણાય છે, ભગવત્કૃત વેણુનાદમાં તદ્વિચારિત જ પ્રયોજન સિદ્ધ થાય છે તેથી અસ્મદર્થે તથાકરણાભાવે આપણને નાદરસાનુભવ ન થાય એ આશયે "અનુભવાસ્થ" પદ કહ્યું, ભૂમિનું તાપોપશમન તત્ર ગોકુલવાસીઓ સહ ક્રીડાર્થે જ થાય છે, તત્ર જે 'ચેષ્ટા ગોકુલનિવાસીના જ અર્થે થાય છે તે ચેષ્ટાએ વ્યાપ્ત સતો વેણુનાદ અન્ય કાર્ય કયે પ્રકારે કરે? તેથી ભગવાનનું ગોપિકાથી પણ પ્રથમ ગોકુલહિતકર્તૃત્વ–ગોનાં કુલ યત્ર તાદૃશ ગોકુલસ્થલનું હિતકર્તૃત્વ–'નિજપદાબ્જ' ઇત્યાદિએ કહે છે, નિજનું–સ્વનું–જ જે પદાબ્જદ્વય તેના દલે–દલાંકુલિએ વા તલભાગે–તલસ્થિતભાગે ચરણાંકુલિભેદધ્વજ અંકે–વ્રજભૂના–નિરન્તર પશુઓના આક્રમણે વ્યથાને પામ્યા વ્રજભૂમિના–ખુરે જાત તોદને શમાવતા, 'શમયન્' પદે શનૈઃશનૈઃ લીલાએ ભગવદ્ગતિ નિરૂપી, વ્યથાશમન તાદૃશી ગતિએ જ થાય છે, ગતિવિલાસે પાદસ્પર્શે ક્ષતાંશ નિરાકૃત થયો એમ સમુદિતનું નિરાકરણ સમુદિતે થાય છે, તદંશનું નિરાકરણ તદંશ ધ્વજાદિએ થાય છે, આધ્યાત્મિકાદ્યંશ તો ધ્વજાદિએ નિરાકૃત થયો, ધ્વજ નિર્ભયતાસૂચનાર્થક હોવાથી દૈત્યાદિકૃતપીડાસમ્ભાવનાએ જનિત તામસભૌતિકદુઃખાંશ ધ્વજે નિરાકરાય છે, વજ્ર પાપપર્વતનિરાકરણાર્થક હોવાથી પાપસમ્ભાવનાએ જનિત રાજસ આધ્યાત્મિક દુઃખાંશ વજ્રે નિરાકરાય છે, અને નીરજ–કમલ–સુખસેવ્યતાસૂચનાર્થક હોવાથી સેવામાં દુઃખસમ્ભાવનાએ જનિત સાત્વિક આધિદૈવિક દુઃખાંશ નીરજાકૃતિચિહ્ને નિરાકરાય છે, પદમાં તે જ ધ્વજાદિ 'ત્રિવિધ લક્ષણ' છે તેથી લૌકિકાલૌકિકપ્રકારે–દૃષ્ટાદૃષ્ટપ્રમાણે–વ્રજભૂનું ખુરતોદપ્રશમન નિરૂપાયું, વ્રજમાં ભૂમિ ગો અને ગોપી એ ત્રય પ્રધાનભૂત છે, તત્ર ગતિએ ભૂમિદુઃખનિવૃત્તિને નિરૂપીને ગતિએ અને કૃતિએ ગોનું દુઃખ નિવારે છે એમ "વર્ષ્મધુર્યગતિઃ"પદે કહે છે, વર્ષ્મધુર્ય–કકુદ્મી મહાવૃષભ–જેમ લીલાએ મન્થરગતિ હોય છે તે પ્રકારે ગમન કરતા પ્રભુ ગોના પણ જાણે દુઃખહારી નિરૂપિત થયા, "ઈરિતવેણુઃ વ્રજતિ"પદે ગોપિકાના દુઃખહારી ભગવાન્ નિરૂપિત થયા, 'જ્યારે આ પ્રકારે વેણુનાદે ચપલા આપણા કામમાં અધિકસ્થાવરત્વ થયું ત્યારે' એમ "તેન" ઇત્યાદિએ કહે છે, સ્વભાવતઃ જ વેણુનાદે કામ ઉત્પન્ન થાય છે તત્ર પણ સવિલાસ વીક્ષણે અર્પિત છે મનોભવવેગ જેમનામાં એવાં આપણે થઈ જઈએ છીએ, તેથી વેગે સ્તમ્ભ થતાં આપણે કુજગતિને–વૃક્ષગતિને–ગમિત થઈ ગયાં, તેમને–વૃક્ષને–તો અન્તર્જ્ઞાન છે અને આપણને તો તે પણ નથી તેથી "ન વિદામઃ"પદ કહે છે, સુષુપ્તિમાં પણ જ્ઞાન રહેતું નથી તેથી તેવા સુષુપ્તિની વ્યાવૃત્તિ કરવાને 'કશ્મલેન'પદ ધરે છે, આપણને કાંઇ અજ્ઞાન સુષુપ્તિએ નથી પરન્તુ કશ્મલે–મૂર્ચ્છાએ–છે, સ્રીઓને વસનજ્ઞાન અને કબરજ્ઞાન તો અત્યાવશ્યક છે પરન્તુ તે અત્યાવશ્યક જ્ઞાન પણ મૂર્ચ્છાએ આપણને રહેતું નથી, વેણુનાદપ્રસ્તાવમાં જ આ થયું તેથી ગતિદૃષ્ટ્યાદિએ પણ કરેલુ અત્ર નિરૂપ્યુ. (૧૬-૧૭)

**આભાસ**—વેણુનાદે હરિણીઓનો જે પ્રકાર થયો તે પ્રકાર કહવાને પૂર્વવદ્ વેણુનાદને "મણિધરઃ"ઇત્યાદિ યુગલે વર્ણે છે.

> मणिधरः क्वचिदागणयन् गा मालया दयितगन्धतुलस्याः ।
> प्रणयिनोनुचरस्य कदांसे प्रक्षिपन् भुजमगायत यत्र ॥ १८ ॥
> क्वणितवेणुरववञ्चितचित्ताः कृष्णमन्वासत कृष्णगृहिण्यः ।
> गुणगणार्णमनुगत्य हरिण्यो गोपिका इव विमुक्तगृहाशाः ॥ १९ ॥

**અક્ષરાર્થ**—દયિતગન્ધતુલસીની માલાએ (ઉપલક્ષિત) ક્વચિદ્ ગોને ગણતા મણિધરે પ્રણયી અનુચરના અંસોપરિ ભુજ પ્રક્ષેપતાં યત્ર ગાન કર્યું ત્યારે ક્વણિતવેણુરવવઞ્ચિતચિત્તા કૃષ્ણગૃહિણી ગોપિકાવદ્ વિમુક્તગૃહાશા હરિણીઓએ ગુણગણાર્ણ કૃષ્ણને અનુગમીને સમીપમાં સ્થિતિ કરી. ૧૮-૧૯.

**વ્યાખ્યાન**—ગોનાં આધિદૈવિક રૂપ મણિ છે, ગોનાં યદ્વિધ રૂપ છે તદ્વિધ મણિ વૈજયન્તીમાં સ્થાપિત છે તેથી મણિ ગોનાં આધિદૈવિક–દૈવસમ્બન્ધિ–સ્વરૂપ છે, તે મણિને સ્વમાં ધરે છે તેથી 'મણિધર' છે, વા અભિધાનાર્થ 'મણિધર' છે, 'મણિ સ્વપ્રિયાના અભિધાયક છે તેથી મણિ ગોનાં આધિદૈવિક સ્વરૂપ છે, આથી–ગોના

આધિદૈવિકત્વથી-મણિએ કદાચિદ્ ગોને આસમન્તાદ્ ગણે છે, આથી આધિદૈવિકી ગો અને ગોગત નીલત્વાદિ તદ્ધર્મ પણ ભગવાન્‌માં જ પ્રતિષ્ઠિત છે તેથી ગોનો સંસારાભાવ પણ સૂચિત થયો, એમ જ દ્વિતીય પક્ષમાં પણ છે એ આશયે કથે છે કે તેથી જ ગોપિકાનો પણ સંસારાભાવ સૂચિત થયો, અને તેથી જ હરિણીઓનો પણ સંસારાભાવ સૂચિત થયો, પશુત્વાવિશેષથી ગ્રામ્યોના ઉદ્ધારક જો થાય તો વિશેષતઃ આરણ્યોના ઉદ્ધારક થશે તેથી કૃષ્ણપરતા યુક્તા છે, પ્રભુ દયિતગન્ધા તુલસીની માલાએ ઉપલક્ષિત છે, **નીલ રૂપ સ્ત્રીઓનો સ્પર્શ વેણુનો શબ્દ નવનીતનો રસ જેમ ભગવાનને પ્રિય છે તેમ તુલસીનો ગન્ધ પ્રિય છે,** આનન્દ નીલરૂપ હોવાથી નીલ રૂપ પ્રિય છે, સ્ત્રી અને વેણુ સુધાધાર હોવાથી પ્રિય છે, અને નવનીત પીયૂષપાતૃગોદુગ્ધસાર હોવાથી પ્રિય છે તેમ તુલસીનો ગન્ધ દિવ્યત્વવ્યુત્પાદનથી પ્રિય છે, તુલસીગતા ઉત્તમતા કોઇક સાત્ત્વિકોને અનુભવસિદ્ધા છે, તાદૃશી 'દયિતગન્ધા' તુલસી છે તેથી તેની માલાને ધરે છે, અને તેથી–પ્રિયત્વહેતુએ તુલસીમાલાધારણથી–જ્યારે આપણે પણ પ્રિયા થઈશું ત્યારે આપણને વા આપણા પણ ધર્મને ધરશે એથી કૃષ્ણસારસ્ત્રીની પ્રવૃત્તિ છે, કૃષ્ણસાર તો વેદમાં નિયુક્ત છે તેથી ભક્તિમાં કૃષ્ણસારસ્ત્રીના વિનિયોગાર્થ પ્રવૃત્તિ છે, અત્ર જ હેત્વન્તર "કિઞ્ચ" ઇત્યાદિએ સમુચ્ચયે છે, કિઞ્ચ પ્રણયી અનુચરના–અતિપ્રેમવાન્ ગોપના–અંસમાં ભુજને પ્રક્ષેપતા–પ્રણય્યંસે ભુજપ્રક્ષેપથી અમારા પ્રણયિત્વે અમારું પણ ધારણ કરશે એમ સૂચિત કર્યું–કદાચિદ્ ભુજને પ્રક્ષેપતા પ્રભુએ કદાચિદ્ ગાન કર્યું, અથવા "આશંસાયાં ભૂતવચ્ચ" અનુશાસને 'ક્વ અગાયત'–ભગવાન્ ક્યારે ગાન કરે–એમ મધ્યમાં ગાનાશંસા છે, જેમ તત્પ્રકારક ગોપાલના સ્નેહસેવાધર્મના સદ્ભાવે તેમના અંસોપરિ ભુજપ્રક્ષેપ કરે છે તેમ અમારા પણ સ્નેહસેવાધર્મના સદ્ભાવે એમ થશે–અમને વા અમારા ધર્મને ધરશે–એમ ગોપિકાવદ્ હરિણીઓનું પણ સ્નેહભજન તથાત્વાર્થ છે, વિજાતીયત્વે કામાભાવ દેહાસ્ફુરણથી નથી, જ્યારે પ્રભુએ ગાન કર્યું ત્યારે જ ક્વણિત જે વેણુ તે વેણુથી જે મનોહારી ક્વણનાત્મક આકસ્મિક શબ્દવિશેષ તે જો નિર્ગત થયો ત્યારે અન્ય–ઉત્તર–પણ શબ્દ તત્સમ્બન્ધથી ચિત્તવઞ્ચક થાય તેથી અત્ર "રવ" પદ ધર્યું છે–રવ અનુરણનરૂપ હોવાથી પૂર્વ રવ જો ચિત્તવઞ્ચક થયો ત્યારે તો ઉત્તર રવ પણ ચિત્તવઞ્ચક જ થશે તેથી 'રવ' પદ ધર્યું છે–શબ્દે મૃગોનું વશીકરણ સિદ્ધ જ છે, 'ઇદાનીં' ઇત્યાદિએ પ્રતીતિપ્રકાર કથ્યો, ઇદાનીં જ ઉપયોગ–નાયિકાવદ્ ઉપભોગ–થશે એ પ્રકારે પ્રતીતિજનનથી રવ વઞ્ચક છે, વેણુનાદનો એતાદૃગ્ અનુભાવ કે જેણે આ હરિણીઓનો પણ એમ નાયિકાભાવ થયો તત્ર અન્યાની તો વાર્તા જ શી! તેથી તે રવે વઞ્ચિતચિત્તા કૃષ્ણગૃહિણી કૃષ્ણને અનુ આસ્યાં–કૃષ્ણસમીપ ઉપવિષ્ટ થયાં–જેમ પ્રાયોપવેશ કરે તેમ 'કૃષ્ણમ્ અનુ' ઉપવિષ્ટ થયાં, 'અન્યની સ્ત્રીઓ અન્યના ગૃહમાં અન્યના સમીપ કયે પ્રકારે ઉપવિષ્ટ થયાં?' એમ આશઙ્કીને "કૃષ્ણસારગૃહિણ્યઃ" પદ કથે છે, આ કૃષ્ણનાં–કૃષ્ણસારનાં–ગૃહિણી છે, આ કૃષ્ણ જ છે તેથી કૃષ્ણનાં ગૃહિણી થયાં, વા વઞ્ચિતચિત્તા હોવાથી રૂપને વિસ્મરીને શબ્દમાત્રાભિનિવિષ્ટા થઈ ગયાં, વા સાનુભાવ વેણુનાદે રસાનુભવે કૃષ્ણસારમાં પણ કૃષ્ણમતિએ–'સા સા સા સા' પ્રકારિકા મતિએ–'કૃષ્ણમ્ અનુ' જ અન્વાસ્યાં, તથાપિ ભગવાન્ 'આનન્દાદયઃ પ્રધાનસ્ય' ન્યાયથી પૂર્ણગુણ છે એ ભાવે 'નનુ' ઇત્યાદિ કથે છે, 'કૃષ્ણસારમાં પણ કૃષ્ણભ્રમથી તે શબ્દ પણ વર્તે–પ્રવર્તે–છે તેથી તેને–કૃષ્ણસારને–પરિત્યજીને કેમ આવ્યાં?' એમ આશઙ્કીને 'ગુણગણાર્ણમ્' પદ કથે છે, કૃષ્ણસારમાં તો એકદ ગુણ છે અને પ્રભુ તો 'ગુણગણાર્ણ' છે, ગુણગણનો આર્ણ છે–આ સમન્તાદ્ ઋણ જે જલ તે યત્ર એવા આર્ણ–સમુદ્ર–છે, તેથી યત્ર જ ભગવાન્ ગમન કરે છે તત્ર જ તે ભગવાનને અનુગમીને સર્વો જ હારણી 'વિમુક્તગૃહાશા' થઈ ગયાં, અમે ગૃહ જઈશું એ આશાને પણ ત્યજી દીધી, સાન્નિધ્યે ભગવદ્રસનું પાન કર્યું તેથી લબ્ધસ્વાદુભાવા તે હરિણીઓ ગોપિકાવત્ કૃષ્ણૈકપરા થઈ ગયાં, એતન્નયનમાં સ્વપ્રિયાનયનના સાદૃશ્યદર્શને યાદૃશ ભાવે કૃષ્ણ સ્વપ્રિયાને પ્રેક્ષે છે તાદૃશ જ ભાવે આ હરિણીઓ પણ પ્રેક્ષે છે, હરિણીઓને પણ પ્રેક્ષે છે, તેથી એમની–હરિણીઓની–પણ તત્સજાતીયભાવોત્પત્તિ થઈ અને વેણુક્વણન પણ તે જ પ્રકારે થયું તેથી જ અગ્નિબીજાત્મક અને અમૃતબીજાત્મક "રવ" પદ કથ્યું, કે જેથી તચ્છ્રવણે અત્યાર્તિ અને તત્તાપશમન સમ્પાદાય, તેથી સ્વદૃષ્ટાન્તોક્તિ યુક્તા છે. (૧૮–૧૯).

**ન્યસ્તમ્**-અથવા જેમ સ્વનો ભગવદ્વિપ્રયોગમાં તત્સ્વરૂપગુણલીલાગાનાનુભવે કાલનિર્વાહ યથાકથઞ્ચિત્ થાય છે તેમ સ્વવિપ્રયોગમાં ભગવાનનો પણ યથાકથઞ્ચિત્ કાલનિર્વાહક સ્વસમ્બન્ધિધર્માવિષ્કારહેતુભૂત પદાર્થોને "મણિધરઃ" ઇત્યાદિએ ગોપિકા કથે છે, ભગવાન્ મણિને ધરે છે તે મણિઓનું સ્વરૂપ ગોના આધિદૈવિકરૂપત્વે નિરૂપ્યું, કદાચિત્ તે મણિએ ગોને ગણે છે એ હેતુએ જે નિરૂપ્યું તે તો વર્ણ્યસ્વરૂપગોપનાર્થ, વસ્તુતઃ તો

તે મણિનું સ્વરૂપ અન્ય જ છે, જેમ કૌસ્તુભસ્વરૂપ જીવતત્વ છે તેમ આ મણિઓ પણ એતદ્ભક્તસ્વરૂપતત્વજ્ઞાપક હોવાથી એતદ્ભક્તસ્વરૂપતત્વરૂપ છે, આ તત્વરૂપત્વ એતદ્ભક્તગણનાએ જણાવ્યું, 'એતદ્ભક્તગણના તો અનુક્તા છે ત્યારે એતદ્ગણના કયે પ્રકારે જણાય છે?' એમ આશઙ્કીને તત્ર "ક્વચિદ્ગણયન્ ગાઃ"પદ કહે છે કે ભક્તગણના જ મુખ્ય છે—નહિ કે ગોગણના—અન્યથા તેઓ 'ક્વચિત્' પદ ન વદે, તેથી જ ક્વચિદ્ જ ગોને ગણે છે અને સદા તો ગોપિકાઓને જ ગણે છે એમ કથન થયું, ભગવાનનો આ એક કાલનિર્વાહહેતુ ધર્મ નિરૂપ્યો, તે ગણન તો વ્યભિચારી ભાવ હોવાથી ચિરકાલસ્થાયિત્વે તેનાથી સર્વથા કાલનિર્વાહ ન હોવાથી તેથી પણ અધિકાનુભાવક કાલનિર્વાહક "માલયા દયિતગન્ધતુલસ્યાઃ"પદ કહે છે, દયિતગન્ધા તુલસીની માલાએ પ્રભુ ઉપલક્ષિત છે, સર્વપુષ્પાપેક્ષાએ તુલસીમાલાના જ દયિતત્વમાં શો હેતુ? તત્ર હેતુ કહે છે કે અત્ર માલાસ્થતુલસીગન્ધ દયિત છે એ કથને એત-માલા સાક્ષાદ્વ્રજસીમન્તિન્યઙ્ગસમ્બન્ધિલીલાસમ્બન્ધિની છે એમ કહ્યું—લીલામાં તદઙ્ગસમ્બન્ધિકમલગન્ધ અને તત્કુચકુઙ્કુમગન્ધ પણ માલામાં હોવાથી સાત્વિકભાવજનિત સ્વેદે તત્કુઙ્કુમલેપયુક્તત્વથી તદ્ગન્ધમહણે તત્સમ્બન્ધિસર્વલીલાનુસન્ધાને તદા પ્રભુ તલ્લીલાત્મક હોવાથી પ્રભુને તદ્ગન્ધ દયિત છે એમ કહ્યું—તેથી ચિરકાલ એતદ્સાવેશથી ચિરત્કાલનિર્વાહ સૂચિત થયો, તથાપિ એતદ્ભાવ વ્યભિચારી ભાવ હોવાથી પુનઃ માલાનુસન્ધાન સતે તત્સમ્બન્ધ વિના સ્થિત્યશક્તિએ તલ્લીલાનુકરણે પણ ચિરત્કાલનિર્ગમન "પ્રણયિનઃ"પદે જ્ઞાપિત કરે છે, 'પ્રણયિ'ત્વથી તલ્લીલાનુકરણયોગ્યત્વ છે, તે પ્રણયી અત્યન્તસ્નેહવાન્ હોવાથી તે પ્રણયીમાં ભગવાનનું પણ સ્નેહવત્લીલાનુકરણયોગ્યત્વ જ્ઞાપિત થાય છે—અને 'અનુચરત્વે' ભગવદિચ્છાનુસારિ ભગવત્કરણાવિરોધિત્વ જ્ઞાપિત થાય છે—તેથી તદ્ભાવપૂર્વક પ્રણયી અનુચરના અંસમાં ભુજસ્થાપન અને તદ્ભાવાપત્તિએ વેણુગાન એમ આ ગાન આકસ્મિક છે, કારણ કે તદ્ભાવાપત્તિએ તે ગાન ઉત્પન્ન છે, અને તેથી જ તે ગાનનું ક્વણનાત્મકત્વ પૂર્વનિરૂપિતનાદવૈલક્ષણ્યાર્થ કહ્યું, અને તે વૈલક્ષણ્ય તન્નાદકાર્યથી અધ્યવસિત થાય છે તેથી તત્કાર્યનું પણ પૂર્વનાદજાતકાર્યવૈલક્ષણ્ય હરિણીઓમાં "વેણુરવવઞ્ચિતચિત્તાઃ"પદે કહે છે, "રવ"પદે તે નાદનું અન્યમૃતબીજરૂપત્વ જ્ઞાપિત કર્યું, તેથી નાદશ્રવણમાત્રે હરિણીઓને ભગવદ્વિષયક આર્તિજનકત્વ અગ્નિરૂપત્વ છે અને ભગવાને જ તદાર્તિશમનજ્ઞાનત્વ અમૃતબીજકાર્ય છે, તેથી ઉભયકાર્યકર્તૃત્વથી નાદ અગ્ન્યમૃતોભયરૂપ છે, 'આ આર્તિ ભગવદ્વિષયિણી જ કેમ?' એમ આશઙ્કીને તત્ર "કૃષ્ણમન્વાસત"પદ કહે છે, જો આર્તિ ભગવદ્વિષયિણી જ ન હોય તો ભગવાને જ તેની શાન્તિ થાય એમ જ્ઞાન ન હોય, અને ત્યારે ભગવન્નિકટ જઈને તેઓ ઉપવિષ્ટા થાય નહિ, 'એમને સ્વમાં હરિણીત્વજ્ઞાન વિદ્યમાન હોવાથી અને ભગવાન્‌માં સ્વસજાતીયત્વજ્ઞાન તેમને નહિ હોવાથી ભગવાને જ તદ્વિષયિણી આર્તિ અને ભગવાને જ તે આર્તિશાન્તિ એમ જ્ઞાન કયે પ્રકારે?' એમ આશઙ્કીને તત્ર "વઞ્ચિતચિત્તાઃ"પદ કહે છે, રવે તેમનું ચિત્ત વઞ્ચિત થયું, અને તેમ થયું તેથી જ તદુભયસ્ફૂર્તિ થઈ અને 'વઞ્ચન' સ્વમાં સ્વજાતિભાવાસ્ફૂર્તિએ અને રસયોગ્યનાયિકાભાવે થયું, અને તે વઞ્ચને ભગવાન્‌માં સ્વસજાતીયત્વસ્ફૂર્તિ થઈ તેથી તેમનું ભગવન્નિકટ ઉપવેશન થયું, અને 'ઉપવેશન'નો પણ અર્થ 'ફલને અનનુભવીને ઉત્થાનરાહિત્ય, તેથી આ જ 'ચિત્તવઞ્ચન', 'ભર્તા વિદ્યમાન સતે તેમને ત્યજીને ભગવત્સમીપોપવેશન કયે પ્રકારે?' એમ આશઙ્કીને તત્ર "કૃષ્ણગૃહિણ્યઃ"પદ કહે છે, યદ્યપિ ભર્તૃસન્નિધાન છે તથાપિ સ્વમાં ભર્તૃજાતિ-વિજાતીયનાયિકાભાવસ્ફૂર્તિએ અને ભગવાન્‌માં સ્વસજાતીયભાવસ્ફૂર્તિએ સ્વમાં ભગવદ્યોગ્યત્વજ્ઞાને 'કૃષ્ણગૃહિણી'ત્વસ્ફૂર્તિ તેમને થઈ અને તેથી કૃષ્ણસમીપ જ તેમનું ઉપવેશન થયું અને તેથી જ ભગવાન્‌માં 'ગુણગણાર્ણ'વત્વની પણ સ્ફૂર્તિ તેમને થઈ, 'અનુગત્ય'કથનથી પૂર્વભાવદાર્ઢ્યથી ભગવાન્‌ની સ્થલાન્તરગતિમાં પણ સ્વયં પણ તત્ર જઈને તદ્ભાવાપન્ના જ ઉપવિશે છે એમ જણાવ્યું, 'એમનામાં પૂર્વોક્તા એતાવતી યોગ્યતા કયે પ્રકારે?' એમ આશઙ્કીને "હરિણ્યઃ"પદ કહે છે, આ હરિણીઓને તો પૂર્વે ભગવાને સ્વમાં રસભાવજનકત્વે "કુર્વન્તિ ગોપ્ય ઇવ તે પ્રિયમીક્ષણેન" શ્લોકે સ્તવી છે, તત્ર 'ગોપ્ય ઇવ' કથનથી એતદીક્ષણે તત્સજાતીયત્વે વ્રજસીમન્તિનીક્ષણસ્મરણથી સ્વહૃદયમાં તદીય સર્વ ભાવના આવિર્ભાવથી તે હરિણીઓમાં પ્રભુનો કૃપાવિશેષ સૂચિત થાય છે તેથી 'હરિણી'પદે તેમની પૂર્વોક્તા સર્વભાવયોગ્યતા જણાવી અને તેથી જ "ગોપિકા ઇવ"એમ સ્વજાતીયત્વ કહ્યું, અને તેથી જ "વિમુક્તગૃહાશાઃ"પદે અન્ય પણ સજાતીયધર્મ કહ્યો, જેમ ફલપ્રકરણમાં ગૃહગમનાજ્ઞપ્તિમાં "મામા વિસૃજ્ય વસતીઃ" શ્લોકોક્તિએ ગૃહગમનાશાપરિત્યાગપૂર્વક સ્વયં ભગવન્નિકટમાં સ્થિતા થયાં હતાં તથૈવ તેમની સ્થિતિ અધુના છે એથી "વિમુક્તગૃહાશાઃ"પદ કહ્યું, 'તાદૃગ્ભાવવત્ત્વ સતે પણ 'વઞ્ચિતચિત્તત્વ' કયે પ્રકારે?' એમ આશઙ્કીને કહે છે કે

તાત્પર્યાર્થ કહ્યો, 'સ્નિગ્ધ' ઇત્યાદિએ તે જ પદનો વાચ્યાર્થ કહે છે, સ્નિગ્ધ પ્રભુ પ્રભુપીઓના નર્મદ છે, જે કોઇ પણ સ્નેહયુક્ત હોય છે તેઓ જે જ પ્રકારે સ્નિગ્ધ થાય તે જ પ્રકારે પ્રભુ લીલા કરે છે, આથી સર્વત્ર જ–નન્દસૂનુત્વમાં પણ–લીલામાં હેતુ કહ્યો, 'નન્દસૂનુ'ત્વ પ્રાકૃતલીલામાં હેતુ કહ્યો, અને 'પ્રણયિ'સુખદાતૃત્વ પણ હેતુ છે તેથી તેનો પણ સમુચ્ચય કરવો, યત્ર જ લીલાસક્તિએ ક્રીડા તે 'વિહાર', અને અત્ર જલક્રીડા નૃત્યક્રીડા અને વેણુવાદનક્રિયા તે વિહાર જાણવો, અન્યથા–જલક્રીડામાત્રકથને–વાદ્યાદિનો ઉપયોગ ન થાય, વિદ્યાવાન્ વશીકર્તવ્ય છે તત્ર–વિદ્યાવાનમાં–વાયુ વિદ્યોત્પાદક છે–વિદ્યાસાધ્ય હોવાથી ગાનનું પણ વિદ્યાત્વ અને તેથી–મૈત્ર્યુપનિષદ્માં "મનઃ કાયાગ્નિમાહન્તિ સ પ્રેરયતિ મારુતમ્" ઇત્યાદિ પ્રકારે શબ્દોત્પત્તિનિરૂપણથી અને સઙ્ગીતશાસ્ત્રમાં પણ તેમ નિરૂપણથી–વિદ્યાવાનમાં ગાનવિદ્યોત્પાદકવાયુ છે–અને તદાધારભૂત–ગાનાધારભૂત ગાયક દેવ છે–દેવો વિદ્યાધારભૂત છે–અને તત્ર, પણ ઉપદેવગણ બન્દીઓ બહિર્વિદ્યાપ્રકટનપર છે–દેવોમાં પણ આ ઉપદેવગણ બન્દીઓ બહિઃ જઈને સર્વત્ર જીવિકાર્થ વિદ્યાને પ્રકટ કરે છે તેથી અન્ય દેવોની અપેક્ષાએ ઉપદેવગણમાં આ વિશેષ કહ્યો, પ્રથમતઃ કારણભૂત વાયુને નિરૂપે છે કે 'મન્દવાયુ' જે પ્રકારે 'અનુકૂલ' થાય તે પ્રકારે ઉપ–સમીપે–વાય છે અને 'અનુકૂલ' અર્થાત્ કૃષ્ણસમીપમાં હિત–કલ્યાણ–થાય તે પ્રકારે વાય છે, આ પદે શૈત્ય નિરૂપ્યું, 'મલયજસ્પર્શ સહિત'એ વિશેષણે મલયજસમ્બન્ધી સ્પર્શ વાયુનું સૌરભ્ય કહ્યું, આથી આ વાયુ દાક્ષિણાત્ય છે એમ નિરૂપ્યું, અત્રપર્યન્ત પ્રથમ પક્ષ થયો, હવે દ્વિતીય પક્ષમાં 'મલયજ' ઇત્યાદિએ શૈત્ય અને સૌરભ્ય પણ નિરૂપ્યું એમ "ભગવદ્" ઇત્યાદિએ વિકલ્પે કહે છે કે અથવા ભગવત્સ્વરૂપમાં દત્ત મલયજે–ચન્દને–સહભાવથી અધિકશૈત્યનિરૂપકત્વે અનુકૂલત્વ કહ્યું, તથા 'અનુકૂલ'ત્વનો અર્થ 'હિત'ત્વ કરવો, અત્ર 'મલયજસ્પર્શ'નો અર્થ 'મલયજવત્ સ્પર્શ' કરવો, અને આદ્ય પક્ષમાં 'મલયજસમ્બન્ધિસ્પર્શ' અર્થ થયો તેથી 'મલયજસ્પર્શ સુરભિ' એમ અર્થ સિદ્ધ થયો, અને દ્વિતીય પક્ષમાં–'મલયજવત્ સ્પર્શ' પક્ષમાં–વાયુનું શૈત્ય અને સૌરભ પણ "મલયજસ્પર્શ" પદે સિદ્ધ થયું, તેમ સતે તત્રત્ય સર્વને જ ભગવદ્ભાવ સમ્પાદશે એમ "માનયન્" પદે કહે છે, આદ્ય પક્ષમાં વાયુ ભગવાનના પણ ભાવનો ઉદ્બોધક છે અને દ્વિતીય પક્ષમાં વાયુ તત્રત્ય અન્યનો જ ભાવોત્પાદક છે, સ્વકીય ગુણત્રયે જે પ્રકારે સમ્માનન થાય તેજ પ્રકારે વાય છે તેથી અતિવશ્યતા સૂચિતા થઈ, ઉપદેવગણ–ગન્ધર્વાદિ બન્દીઓ–કીર્તિનિરૂપક યથા–તેઓ ગાયક વાદક અને પૂજક પણ સતા કીર્તિનિરૂપક યથા–'વે'પદનો અર્થ 'ભગવદીય', તામસરાજસસાત્ત્વિક વાદ્યગીતપૂજાસાધને સહિત તે ભગવદીય ગન્ધર્વાદિ પરિવર્યા, વાદ્યાદિસાહિત્યકથને તાદૃશ સતા પરિવર્યા, એ જ 'વાદ્યગીત' ઇત્યાદિએ સ્ફુટ કર્યું, સર્વત્ર જ તેમણે અપેક્ષિત કર્યું. (૨૦–૨૧).

**આભાસ**—એમ ગુણાતીતમાં–નિરૂપ્ય ગુણાતીતપ્રકારત્રયમાં–પ્રકીર્ણતાને–તદ્વિશેષ પ્રકીર્ણતાપ્રકારને–નિરૂપીને યુગલરૂપે કેવલ ભગવાનનું જ ચરિત્ર કહે છે, અત્ર ભાવભેદથી વક્ત્રીનો ભેદ છે, સ્વરૂપતઃ ભેદ તો પ્રાયિક છે એમ પૂર્વે પણ નિરૂપ્યું છે, તથા 'નિરૂપ્ય આહુઃ'–નિરૂપીને કહે છે–એમ સમાનકર્તૃકત્વ જાણવું

> वत्सलो व्रजगवां यदगध्रो वन्द्यमानचरणः पथि वृद्धैः ।
> कृत्स्नगोधनमुपोह्य दिनान्ते गीतवेणुरनुगेडितकीर्तिः ॥ २२ ॥
> उत्सवं श्रमरुचापि[1] दृशीनामुन्नयन् खुररजश्छुरितस्रक् ।
> दित्सयैति सुहृदाशिष एष देवकीजठरभूरुडुराजः ॥ २३ ॥

**अक्षरार्थ**—વ્રજગોમાં વાત્સલ્યયુક્ત અગધ્ર ગીતવેણુ અનુગેડિતકીર્તિ પથમાં વૃદ્ધોએ વન્દ્યમાનચરણ ખુરરજશ્છુરિતસ્રક્ દેવકીજઠરભૂ આ ઉડુરાજ દિનાન્તે કૃત્સ્નગોધનને ઉપવહીને શ્રમરુચે દૃશિના ઉત્સવનું ઉન્નયન કરતા કરતા જે આવે છે તે સુહૃદોને આશીર્વાદની દિત્સાએ: (૨૨–૨૩.)

**व्याख्यान**—ભગવાન્ ગોના કુલનું ગોષ્ઠમાં જે સમાનયન કરે છે તે કૃપાએ જ, અન્યથા એકા પણ લીલામાં વ્યાપૃતા ગો મુક્તા થઈ જાય, એકૈકક્ષણાદિલીલારસ નિરવધિ મહારસ હોવાથી એકત્ર નિમગ્ના તે ગો આત્માને પણ જાણે નહિ તો અન્ય તો કહેવું જ શું? અત્ર 'વ્રજગવાં' પદમાં ષષ્ઠીનો અર્થ વિષયતા છે અને તેથી તદ્વિષયકવાત્સલ્યયુક્ત ભગવાન્ છે, અર્થાત્ ભગવાન્ વ્રજના અને ગોના ઉપરિ વત્સલ–પ્રીત–છે, અન્યથા–જો ભગવાન્ કૃપાએ ગોષ્ઠમાં

१. श्रमरुचापि दृशीनामिति श्रीप्रभुचरणाः पठन्ति ।

ગોકુલનું સમાનયન ન કરે તો તાદશ કૃપાના અભાવે–એકા પણ લીલામાં વ્યાપૃતા ગો મુક્તા થઈ જાય, 'વ્રજ'પદ ગોપિકાવાચક છે એ આશયે 'તથા' ઇત્યાદિ કથે છે કે તેમ જ એકા પણ લીલામાં વ્યાપૃતા ગોપિકા પણ મુક્તા થઈ જાય, પરન્તુ કૃપાએ જ ભજનાનન્દાનુભવાર્થ તેમ ગોષ્ઠમાં ગોકુલનું સમાનયન કરે છે, અત્ર હેતુ 'યદગધ્રઃ'પદે કથે છે,'યત્' કારણ કે અગને–પર્વતને–ધારે છે,જો કૃપાએ ભજનાનન્દનું દાન ન કરે ત્યારે તો ગોવર્ધનોદ્ધરણ ન કરે, આ–ગોવર્ધનોદ્ધરણરૂપ–ભગવન્માહાત્મ્ય સર્વજનીન છે એમ જણાવવાને "પથિ વૃદ્ધૈઃ વન્દ્યમાનચરણઃ"પદ કથે છે,'વૃદ્ધ' અર્થાત્ સર્વતોનિપુણ, ભગવાન્ બહુશે જ સેવ્ય છે તેથી વૃદ્ધો પથમાં ભગવાનના ચરણને વન્દે છે, એથી કૃત્સ્ન ગોધનને ઉપવહીને તતઃ–વનલીલાતઃ–પૃથક્ કરીને વા ઉપ–સમીપે–સમાહરીને–અગ્રે વનસ્થિતિ અયુક્તા હોવાથી અને લીલાન્તર ચિકીર્ષિત હોવાથી–રાત્રિએ સ્વામિનીઓએ સહ લીલા ચિકીર્ષિતા હોવાથી–શ્રમાપનોદનાર્થ અને વ્રજસ્થોના જ્ઞાપનાર્થ "દિનાન્તે" ભગવાન્ 'ગીતવેણુ' થયા, આ નાદનું દિનતાપમોચનકાર્ય અગ્રે–અગ્રિમ યુગલમાં–વક્તવ્ય છે, ગોપિકાને જ કૃતાર્થા કરે છે એમ નથી પરન્તુ ગોપોને પણ કૃતાર્થ કરે છે એમ જણાવવાને તત્કૃત સ્તોત્ર "અનુગેડિતકીર્તિઃ" પદે કથે છે કે અનુગે–સેવકે–ઈડિતા છે કીર્તિ જેમની એવા 'અનુગેડિતકીર્તિ' ભગવાન્ છે, આથી જેમ દિવસે ગોપિકા તેમ રાત્રિમાં ગોપ પણ ગાન કરે છે એમ કથન કર્યું, અન્યથા સર્વનો નિરોધ ન થાય, એતાદશ નાદનું કાર્ય સ્વયં જ જાણે છે તેથી સ્વયં ભગવાન્ જ કરે છે–નાદે કરાવતા નથી–એમ "ઉત્સવં" ઇત્યાદિએ કથે છે, શ્રમરુચે વ્રજસ્થની દગના ઉત્સવને ઉન્નેતા ભગવાન્ આશિષ્‌ની દિત્સાએ આગમન કરે છે એમ સમ્બન્ધ છે, 'શ્રમરુચા' પદના શ્રમયુક્તા રુક્–કાન્તિ–એમ વ્યાખ્યાનમાં ભગવાનને શ્રમ છે તથાપિ અશ્રાન્ત હોવાથી રુચ્–કાન્તિ–પણ છે તેથી 'શ્રમયુક્તા રુક્' એમ કથન કર્યું, 'ભગવાનને શ્રમ નથી' એ પક્ષમાં શ્રમનું અત્ર પ્રદર્શનમાત્રપરત્વ છે, પરન્તુ **ભગવાનને શ્રમ છે એ સિદ્ધાન્ત છે**, કારણ કે "ભર્તા સન્ ભ્રિયમાણો બિભર્તિ" "એકો દેવો બહુધા નિવિષ્ટઃ" "યદા ભારં તન્દ્રયતે સ ભર્તું નિધાય ભારં પુનઃ અસ્તમેતિ"એમ શ્રુતિ છે અને ભગવાન્ સર્વધર્માશ્રય છે, વિરુદ્ધસર્વધર્માશ્રયથી અશ્રાન્ત પણ છે, પરન્તુ કેવલ અશ્રાન્ત જ છે એમ તો સર્વથા નહિ જ, શ્રમ સુખાત્મક છે એમ અપર ટીકાકાર કથે છે, તે 'શ્રમસમ્બન્ધિની રુક્ તે 'શ્રમરુક્,'આ વ્યાખ્યાન 'શ્રમ સુખાત્મક છે'એ પક્ષને અનુસરે છે, નાયકગના શ્રમરુચ્ સ્ત્રીઓની હિતકારિણી નથી તથાપિ અમારી તો હિતકારિણી જ તે થઈ એમ "દશીનાં ઉત્સવમ્ ઉન્નયન્"પદે કથે છે, દશિ અર્થાદ્ દર્શન, જો ભગવાન્ શ્રાન્ત ન થાય ત્યારે તો શીઘ્ર ગમન કરે અને તેથી દષ્ટિની–દૃષ્ટિસમ્બન્ધિની–દર્શનજનિતા–પરમાનન્દસન્તતિ નેત્રને ન થાય એમ 'નેત્રાણાં'પદ અત્ર શેષ માનવું, અને તેથી મૂલમાં "દશીનાં" પદનો અર્થ–"દશીનાં સમ્બન્ધિનાં નેત્રાણાં"–કરવો, "ઉન્નયન્" પદનો–અર્થાદ્ 'ઊર્ધ્વં નયન્' પદનો–આ આશય છે, સઙ્ગીતમાં જે આનન્દ યાવાન્ સ્થિત છે તદપેક્ષાએ પણ અધિક આનન્દ કર્યો, ભગવત્કીર્તિના સર્વપુરુષાર્થદાતૃત્વાર્થ પ્રકાર વદતા શ્રીશુક "ખુરરજશ્છુરિતસ્રક્"પદે શ્રમને ઉપપાદે છે, કીર્તિરૂપા સ્રગ્‌માં પુરુષાર્થ વક્ષ્યમાણ હોવાથી સ્રગ્‌માં પુરુષાર્થસ્થાપનપ્રકારે પુરુષાર્થદાન છે, માલામાં પુરુષાર્થસ્થાપન પુરુષાર્થલીલાનુભવાર્થ છે, તાદશ લીલાનુભવ તો શ્રમાભાવે શીઘ્રગમનથી થાય નહિ એથી શ્રમ છે એ ઉપપન્ન છે એ ભાવે શ્રમોપપાદન કર્યું,ગોખુરની રજે છુરિતા–વ્યાપ્તા–છે સ્રજ્–માલા–જેમની એવા 'ખુરરજશ્છુરિતસ્રક્' પ્રભુ છે, અત્ર "સ્રજઃ માલાઃ" એમ જે બહુવચન કર્યું તે "કુન્દદામ"પદમાં અનેક પ્રકાર કર્યા છે તેથી કર્યું, વાયુવશાદ્ ઉદ્ધત રેણુ સ્થિર નથી તેમ નિયત પણ નથી, ખુરજાત રેણુ તો તેવો જ છે, ખુર જ ગો અને પ્રકૃત હોવાથી 'ગો'પદનું ગ્રહણ નથી–અત્ર વ્યાવર્તક ધર્મ જ શક્યત્વમાન્ હોવાથી 'ગો'પદ ધર્યું નથી કારણ કે "પશવો વા એકશફાઃ"શ્રુતિમાં તેમ–શફાનું જ અસાધારણધર્મત્વ–નિર્ણીત છે, આથી–ખુરના ગોત્વકથનથી–આ–ખુર–ધર્મ છે રજ અર્થ છે અને વ્યાપ્તિ કામ છે એમ નિરૂપણ કર્યું,અર્થાત્ 'ખુરરજશ્છુરિત' પદે ધર્માર્થકામપુરુષાર્થ નિરૂપ્યા, પુરુષાર્થત્રય કીર્ત્યઙ્ગત્વે નિરૂપ્યું, તેથી તેના વ્યુદાસાર્થ 'તુ'પદ કર્યું, કારણ કે આગમનનું તો કાર્ય મોક્ષરૂપ આશીર્દાન છે આગમનનું તો જે કાર્ય તે "સુહૃદાં" ઇત્યાદિએ કથે છે, સર્વ જ સુહૃદને–સમ્બન્ધીને–સર્વા જ આશિષ્ દેયા છે એમ કર્યું, કારણ કે ગોપિકાદ્વારા સર્વમાં આનન્દપ્રવેશ છે, પ્રદર્શાને "એષઃ"પદ કથે છે, કારણ કે 'એષ' એમ પુલ્લિઙ્ગપ્રયોગથી સ્વમાં–ભગવાનમાં–લીલા જ્ઞાપિતા થાય છે, ભગવાન્ એતાદશ છે એમ "એષઃ" પદે પ્રદર્શન કર્યું, સાધારણ્યે સર્વના તાપનાશકત્વાર્થ ભગવદ્ગત અસાધારણ ધર્મને "દેવકીજઠરભૂરુડુરાજઃ"પદે કથે છે,"અદિતિર્દેવકી અદિતિર્દ્યૌઃ અદિતિરન્તરિક્ષ"શ્રુતિથી અદિતિત્વતાદાત્મ્યથી દેવકી દ્યુરૂપા છે અને દ્યુમાં અવશ્ય ચન્દ્રોદય અપેક્ષિત જ છે, પરન્તુ દ્યુએ વિશેષ રૂપ ગ્રહ્યું તેથી

ચન્દ્ર પણ વિશિષ્ટ કાર્ય કરે છે, લૌકિક-ઘર્મજનિત-તાપ અને આધિભૌતિકાદિભેદભિન્ન દેહેન્દ્રિયાત્મનિષ્ઠ ત્રિવિધ ભગવદ્વિરહજ તાપ છે,લૌકિક ચન્દ્ર તો લૌકિક જ તાપને નિવારે છે પરન્તુ આ તો ભગવદ્વિરહજ ત્રિવિધ પણ તાપને નષ્ટ કરે છે, અત્ર 'ત્રિવિધ' અપિ' પદમાં 'અપિ'પદે તેનું ગૌણત્વ સૂચિત કર્યું', તેથી પૂર્વોક્ત આનન્દદાતૃત્વ ઉપપાદ્યું', દેવકીજઠરમાં ભવે-પ્રકટ થાય-ને 'દેવકીજઠરભૂ', દેવકીજઠરભૂ જ ઉડુરાજ, જેમ ચન્દ્ર ઉદયાદ્રિમાં ઉદિત થાય છે પરન્તુ પતિ તો નક્ષત્રોના જ છે તેમ અત્ર પ્રભુ શ્રીદેવકીજીમાં ઉદિત થયા પરન્તુ સુખદ તો અમારા-શ્રીગોપીજનના-જ છે, આ સર્વ કાર્ય વેણુનાદસાધ્ય છે એમ પ્રકરસ્થિતત્વથી-વેણુનાદ પ્રકરણી છે તેથી-જાણવું, પ્રકરણ છે સમ્જાત જેનું તે 'પ્રકરસ્થિત'.

**સ્વતન્ત્ર**-અથવા આ ગોપિકા તો ભગવદ્વિરહે આર્તા છે તેથી સ્વાભિલષિત પ્રકારે તદઙ્ગસઙ્ગ વિના આ ગોપિકાઓને તો ઉત્સવ હોતો નથી તેથી આર્તા જ રહ્યાં પરન્તુ નેત્રને તો દર્શન મુખ્ય તેથી દર્શને જ ઉત્સવોત્પાદન કર્યું, અને તેથી 'આર્તદશીનાં'પદમાં 'આર્તા જે અમે તેમનાં નેત્ર' એમ સમાસ જાણવો, 'આર્તા'સ્થાને'આર્ત'શબ્દમાં હ્રસ્વ પણ છાન્દસ છે,કેવલ દૃશિનું જ આર્તત્વ વિવક્ષિત નથી, કારણ કે પ્રકારાન્તરે પણ સ્વામિનીઓ તત્સ્વરૂપરસાસ્વાદવતી હોવાથી સર્વ જ ઇન્દ્રિયનું આર્તત્વ સમ્ભવે છે, તે જ સમયે સર્વત્ર ઉત્સવમાં તો આશિષ્ના અનભીપ્સિતત્વે અગ્રે તદ્દિત્સોક્તિ પણ અનુપપન્ના થાય, દૃશિનો ઉત્સવ બહિઃ જ છે, અન્તરુત્સવનું તો અધિકરણ મન છે, અને તે મન તો તૃપ્ત ન હોવાથી તેનો-મનનો-ઉત્સવ તો થયો નથી પરન્તુ અગ્રે સમ્ભોગસામયિકદર્શને થશે એમ જણાવવાને "ઊર્દ્ધ"પદ કહ્યું, જેમ "ગોપ્યો દિદૃક્ષિતદશોઽભ્યગમન્ સમેતાઃ" શ્લોકમાં દર્શનાનન્તર પણ દગ્નું દિદૃક્ષિતત્વ છે એમ અત્ર પણ જાણવું,અને તેથી જ 'દશીનાં'એ સમ્બન્ધષષ્ઠીએ પણ ઉત્સવનું દૃશિસમ્બન્ધિત્વ પ્રાપ્ત થાય છે, તત્ર પણ ભગવત્કર્તૃકનયનોક્તિએ તેમનો-ગોપિકાનો-અક્ષિઉત્સવ પણ તદ્દર્શનસ્વભાવથી પ્રિયપ્રાપિત છે-નહિ કે સ્વતઃ જ એમ જણાવ્યું, અને તેથી જ શ્રમરુચ્નું પણ ઉત્સવકરણત્વ યુક્ત છે, અન્યથા ચિરાદ્ ઉત્કણ્ઠિતા આ ગોપિકાને પ્રિયતમમાં આગતશ્રમનિરીક્ષણે અપ્રિમરસપ્રતિબન્ધશઙ્કાએ ઉત્સવ ન થાય પ્રત્યુત પૂર્વાપેક્ષાએ અધિકતર ખેદ જ થાય, કિઞ્ચ શ્રમાપનોદન અમારા વિના અન્યે પ્રિય કરાવતા નથી, અતઃ પર અમે તે શ્રમાપનોદન કરીશું, તેથી શ્રમરુચ્નું ઉત્સવોત્પાદકત્વ યુક્ત જ છે, શ્રમના કાન્તિત્વનિરૂપણે પણ સ્વમનોરથના અપ્રતિબન્ધકત્વથી ઉત્સવોત્પાદકત્વ છે એમ પણ જ્ઞાન છે,'આ શ્રમ પણ જો અન્યનાયિકાવિષયક હોય ત્યારે તો દગ્નો ઉત્સવ કેમ થાય?' એમ આશઙ્કીને "ખુરરજશ્છુરિતસ્રક્"પદે તે શ્રમનું અન્યનાયિકાવિષયકત્વ નિષેધે છે કે જો અન્યનાયિકાવિષયક પણ આ શ્રમ હોય ત્યારે તો સગ્માં તદઙ્ગરાગ જ હોય પરન્તુ ખુરરજ ન હોય, રજ પણ જો આગમનસામયિક હોય ત્યારે તો તેમ પણ સમ્ભવે પરન્તુ રજ તો ચિરકાલીન છે એમ જણાવવાને "છુરિત"ત્વ કહ્યું કારણ કે અલ્પકાલે છુરિતત્વનો સમ્ભવ નથી, તેથી શ્રમ અન્યનાયિકાવિષયક નથી એમ સિદ્ધ થયું, કિઞ્ચ જો અન્યનાયિકાવિષયક શ્રમ હોય ત્યારે તો માલા પણ ન હોય-કારણ કે ક્રીડામાં માલા અન્તરાય છે-તેથી જણાય છે કે અમને-સુહૃદ્ને-આશિષ્ની દિત્સાએ આગમન કરે છે, "એતિ"પદે આગમનક્રિયામાં કર્માનુક્તિ પણ તેનું જ જ્ઞાપન કરે છે, અત્ર આ ભાવ છે, કર્મ કર્તાનું "અભીપ્સિતતમ" હોય છે તેથી અત્ર-ગમનક્રિયામાં-ભગવત્કર્તૃત્વથી તદભીપ્સિતતમત્વ અમારું જ છે-અન્યનું નથી-અર્થાદ્ 'એતિ'ક્રિયામાં કર્તાનું અભીપ્સિત કર્મ અમે જ છીએ અન્યથા 'વ્રજમ્ એતિ' એમ કહ્યું હોય, યદ્યપિ ભગવાનને સર્વનો જ નિરોધ ચિકીર્ષિત છે તેથી વ્રજનું પણ અભીપ્સિતત્વ છે તથાપિ 'અભીપ્સિતતમ'ત્વલક્ષણ અતિશય તો અમારામાં જ છે તેથી તેમ કહ્યું, તન્નિદર્શન જ "એષઃ"પદે કહે છે, અન્યથા ભગવાન્ આત્માનું પ્રદર્શન કેમ કરે? દક્ષિણનાયકત્વે અન્તર્ભાવવૈષમ્યાભાવાર્થ "દેવકીજઠરભૂઃ"પદ કહે છે, કારણ કે દેવકી સર્વથા નિર્દુષ્ટા છે અને તે નિર્દુષ્ટા દેવકીના જઠરમાં-ઉદરમાં-પ્રકટ પ્રભુ પણ તથા-નિર્દુષ્ટ-છે, તેથી અન્તર્ભાવવૈષમ્ય નથી, તાદૃશ અન્તર્ભાવવૈષમ્યરહિતનિર્દોષદેવકીજઠરભૂને આપમાં શો વિશેષ? એમ આશઙ્કીને "ઉડુરાજઃ"પદ કહે છે, જેમ ચન્દ્ર દૂરથી જ સર્વના તાપહારક છે પરન્તુ પતિત્વે અતિનિકટે તાપહારક તો નક્ષત્રના જ છે તેમ આ ચન્દ્ર પણ સર્વના તાપહારક દૂરથી જ છે પરન્તુ પતિત્વે અતિનિકટે તાપહારક તો અમારા જ છે એમ ભૂયાન્ વિશેષ સિદ્ધ થાય છે, ચન્દ્ર જેમ નક્ષત્રમણ્ડલમાં સ્થિતિ કરે છે અને નક્ષત્રમણ્ડલે જ રાજમાન ચન્દ્ર જેમ સર્વતાપનિવર્તક છે તેમ આ ચન્દ્ર પણ અમારા મણ્ડલમાં સ્થિતિ કરે છે અને અમારાથી જ રાજમાન સર્વતાપનિવર્તક છે એમ 'ઉડુરાજ'પદે દ્યોતન થાય છે. (૨૨-૨૩).

આભાસ-સાધારણી લીલા કથીને ગોપિકામાં જ વેણુકૃતા ભગવાને જ જનિતા લીલા "મદ" ઇત્યાદિ યુગલે કથે છે,

मदविघूर्णितलोचन ईषन्मानदः स्वसुहृदां वनमाली ।
बदरपाण्डुवदनो मृदुगण्डं मण्डयन् कनककुण्डललक्ष्म्या ॥ २४ ॥
यदुपतिर्द्विरदराजविहारो यामिनीपतिरिवैष दिनान्ते ।
मुदितवक्त्र उपयाति दुरन्तं मोचयन् व्रजगवां दिनतापम् ॥ २५ ॥

**अक्षरार्थ—મદવિઘૂર્ણિતલોચન સ્વસુહૃદના ઈષન્માનદ વનમાલી બદરપાણ્ડુવદન કનકકુણ્ડલલક્ષ્મીએ મૃદુગણ્ડને મણ્ડતા દ્વિરદરાજવિહાર મુદિતવક્ત્ર યદુપતિ દિનાન્તે વ્રજગોના દુરન્ત દિનતાપને મૂકાવતા યામિનીપતિવત્ સમીપમાં આવે છે। (૨૪-૨૫).**

**व्याख्यान**—મુદિતવક્ત્ર યદુપતિ ઉપયાન કરે છે, પૂર્વોક્ત જ વેણુનાદ અત્ર આજ્ઞ છે, વેણુનાદે અન્યત્ર તો કૃત કાર્યનું કથન પૂર્વે થયું, અત્ર ગોપિકામાં જ કૃત કાર્ય કથાય છે એ વિશેષ છે, પૂર્વે દશ લીલા નિરૂપી તે સર્વે અસ્મદર્થ જ છે તેથી ભગવાનને દશધા વિશેષણ અર્પે છે, એક જ ભગવાન્ ઉભયત્ર છે તેથી યુગલત્વે-ભિન્નયુગલત્વે-પણ અત્યન્ત વિભાગ નથી-'જાનાતિ ભગવાન્ એવ જાનાત્યેવ ચ હરિઃ' એટલોજ કેવલ વિભાગ હોવાથી આ યુગલનો પૂર્વ યુગલથી વિભાગ નથી-સર્વા જ લીલા ગોપિકાર્થા છે એમ વ્યુત્પાદે છે કે સર્વત્ર જ વેણુનાદમાં રજોગુણ મુખ્ય હેતુ છે, વેણુનાદમાં સર્વત્ર રજોગુણ મુખ્ય-ઉદ્દીપ્ત રસભાવ-છે, કારણ કે રસભાવ ઉદ્દીપ્ત સતે જ, વેણુનાદ થાય છે અને તેથી અસ્મદર્થ ફલિત તે 'હેતુ'એ તત્કાર્ય પણ અસ્મદર્થ જ, અન્યનું તો પ્રાસઙ્ગિકત્વમાત્ર છે, તે 'વેણુનાદ' અસ્મદર્થ ફલિત થયો-અસ્મદ્વિષયક જ ઉદ્દીપ્તરસભાવ થયો-એમ 'મદવિઘૂર્ણિતલોચનઃ' પદે કથે છે, અત્ર સ્વાનન્દસ્થિતિએ-પૂર્વાનુભૂત આનન્દની સ્વમાં સ્થિતિએ-પૂર્વાનુભૂતવિવિધનાયિકાવિવિધવિલાસસ્મૃતિધારાજનિતાનન્દસન્દોહાનુભવ પૂર્ણાવબોધરૂપ 'મદ' છે એમ કથાય છે, અને તે પૂર્ણાવબોધ ઇતરવિસ્મારક હોવાથી મદરૂપ છે, તે મદ જેમ અધુના આપનામાં-શ્રીગોપિકાઓમાં-છે તેમ મારામાં-પ્રભુમાં-પણ આપના સમ્બન્ધની સ્મૃતિએ જ છે-નહિ કે અન્યનાયિકાવિષયિણી ક્રિયાએ પણ-એમ જણાવવાને જ્ઞાનપ્રાપક લોચનમાં જ મદ પ્રદર્શાવ્યો, મારામાં જ્ઞાન પણ ભવતીમાત્રવિષયક-આપના જ સમ્બન્ધિ જ નહિ કે અન્યવિષયક પણ-છે એમ જણાવવાને "વિઘૂર્ણિત"ત્વ કથ્યું, તાદૃગ્ બહિઃપ્રસરતું રૂપ લોચનને હોતું નથી તેથી 'વિઘૂર્ણિત'ત્વ કથ્યું, મદે વિઘૂર્ણિત છે લોચન જેનાં એવા 'મદવિઘૂર્ણિતલોચનઃ' પ્રભુ છે, 'મદ'નો અર્થ 'સ્વાનન્દસ્થિતિએ-પૂર્વાનુભૂત સ્વાનન્દની સ્વમાં સ્થિતિએ-પૂર્ણ અવબોધ' એમ જે થયો તત્ર રજોગુણ અને પૂર્ણાવબોધ એક જ છે એમ જાણવું, તે 'મદ' જ્ઞાનમાર્ગમાં-લોચનમાં-જ છે એમ પ્રકટ કરવાને સર્વ વિષયોને વ્યાવૃત્ત કરવાને 'વિઘૂર્ણિતલોચન'ત્વ કથ્યું, આ ભગવન્નિષ્ઠ ધર્મ નિરૂપ્યો, પ્રચુરપ્રેમવતીને-તત્ર પણ દિવસે ક્લિષ્ટાને-પ્રિયદર્શને તત્ર જ આત્મપ્રવેશ થાય તેથી તદભાવાર્થ માનનું ઈષદ્ જ દાન કરે છે-સમ્માનના કરે છે-કે જેટલા માને તેમની પૃથક્ સ્થિતિ થાય એ આશયે "સ્વરૂપસ્થિત્યર્થે" પદ કથ્યું, યદા કદાપિ પૃથક્ સ્થિતિ થઈ એ જ્ઞાને માન સમ્ભવે છે તથાપિ જ્ઞાપિતાર્થજ્ઞાને માન ઈષદ્ જ થાય છે તેથી ભગવાન્ ઈષન્માનદ છે, અને તેથી તે અમારા ગમ્ય થાય છે એમ જણાય છે, ગમ્યત્વમાં હેતુ સમ્માનના છે અને અધુના જ તેમ નહિ કરવામાં હેતુ સમ્માનતાનું ઈષત્ત્વ છે એમ વિભેદ છે, અથવા ઈષત્ પણ માનને ઉક્તજ્ઞાપને ખણ્ડે છે, યદા પ્રચુરસ્મરભાવ જ 'મદ', 'તે મદે જેમ તે 'વિઘૂર્ણિતલોચન' તેમ 'ઈષન્માનદ' પણ' એમ પૂર્વવદ્ અર્થ કરવો, 'યદા' ઇત્યાદિએ 'પૂર્ણાવબોધ'પદનું અન્તે આ અર્થાન્તર કથ્યું, યદ્યપિ એતાદૃશે-ભગવાને-તો સ્વપ્રિયાને પૂર્ણ જ સમ્માનન કર્તવ્ય છે-'ઈષન્માનદ'પદના અર્થના પ્રથમ પક્ષમાં 'યદ્યપિ' ઇત્યાદિ કથન કરીને આ યોજવું-તથાપિ મધ્યે માર્ગમાં દર્શન અન્ય પણ કરે છે તેથી તે અન્યોને થાવતા-જેથી-અનુચિતત્વજ્ઞાન થાય નહિ તાવદ્ જ શ્રીગોપીજનનું સમ્માન ભગવાને કર્યું તેથી ભગવાન 'ઈષન્માનદ' છે-'તાદૃશોઽપિ'પદમાં 'અપિ'શબ્દે જે કથ્યું તે અત્ર યોજવું, અત્ર પક્ષદ્વયમાં વિશેષણદ્વયનો હેતુહેતુમદ્ભાવ છે એ જ વિશેષ છે, સ્વરૂપસ્થિત્યર્થ તાદૃશ-મદવિઘૂર્ણિતલોચન-પણ પ્રભુ સતે ઈષન્માનદ છે-માનનું પ્રદાન-સમ્માનના-કરે છે તેથી તે અમારા ગમ્ય થાય છે એમ જણાય છે, ગમ્યત્વમાં હેતુ સમ્માનના છે અને અધુના જ તેમ નહિ કરવામાં હેતુ તેનું-સમ્માનનાનું-ઈષત્ત્વ છે એમ વિભેદ છે, વા માનને-અભિમાનને-રજોગુણના-ઉદ્દીપ્તરસભાવના-પ્રાકટ્યથી દાન કરે છે વા ખણ્ડે છે, મધ્યમાં 'ઈષત્'પદ હોવાથી

'પ્રચ્છતિ'પદનો જ ટિપ્પણ્યનુસાર અર્થ'ઈષત પ્રચ્છતિ''ઈષત્ કરોતિ' જાણવો, અભિમાનેપતકરણમાં અને ખણ્ડનમાં હેતુ કહે છે કે જ્ઞાનમાત્રથી માનને પ્રગચ્છે છે અને ખણ્ડે છે, રજોગુણનું પ્રાકટ્ય જ્ઞાનમાં-લોચનમાં-જ હોવાથી. રજોગુણનો વિષય કેવલ લોચનરૂપ જ્ઞાનમાત્ર જ છે એમ જણાવ્યું, ઈષિત્વમાં હેતુ 'વિભ્રપિ' ઇત્યાદિએ કહે છે કે બન્ને-સમ્માનનેમાનમાનખણ્ડનરૂપ-પણ ઘણામાં તે કાર્ય ઈષદ્ જ છે, રૂપે આશ્રિતને સ્મિતેક્ષણાદિએ જે આશ્વાસ તે સમ્માનનનું સ્વરૂપ જ કાર્ય છે, પૃથક્સ્વરૂપસ્થિતિમાત્ર માનનું જ સ્વરૂપ કાર્ય છે, પૂર્ણમાનવતીનું અશેષમાનખણ્ડન સતે પ્રચુરપ્રેમવત્ત્વે લોકાદ્યનુરોધાભાવવત્ત્વથી તે જ સમયે તેઓ સ્વાનુરૂપ સર્વ કરે તેથી માનખણ્ડન પણ તેટલું જ કે જેટલાએ તે વેલાએ લોકવિગીત થાય નહિ, 'પૂર્ણો આપમાં-ગોપિકામાં-એમ કરવામાં શો હેતુ ?' તત્ર "સ્વસુહૃદાં" પદ કહે છે, 'સ્વ'પદથી અસાધારણ્ય કહ્યું, તેથી સ્વના જ અસાધારણ સુહૃત્ તે ગોપિકા છે, અને મહાન્તે પણ સુહત્કાર્ય કર્તવ્ય જ છે, 'વનમાલી'પદે સાધારણ કાર્ય કહે છે, માનદાનજનિત આશ્વાસાદિક અસાધારણ કાર્ય તો સ્વસુહૃદ્માં જ પ્રકટ છે, અને તેનું ઈષદ્કારજનિત કીર્તિપ્રકટન સાધારણ કાર્ય તો સર્વ લોકમાં પ્રકટ છે, 'ઈષન્માનદ'ત્વમાં હેતુ કીર્તિમત્ત્વ જ છે, અન્યથા તો લોક અન્યથા વદે, વનમાલા કીર્તિમયી હોવાથી લોક અન્યથા ન વદે એમ સાધારણ કાર્ય પ્રકટ કરે છે, 'બદર'વત્'પાણ્ડુવદનઃ'પદમાં 'બદર' ફલવાચક છે, તે બદર ઘર્મે પ્રતિક્ષણ વિસદશી કાન્તિ કરે છે, તત્ર પણ અર્ધપક્વ બદર પાણ્ડુવર્ણ હોય છે અગ્રે તો આરક્ત હોય છે તેમ અત્ર પ્રભુ ઇદાનીમ્ અર્ધરક્ત છે અને અગ્રે તો અત્યન્ત રક્ત-પૂર્ણમાનપ્રદ-થશે જ, પૂર્વે ઈષન્માનદત્વથી આ વિશેષ, અગ્રે તો અત્યન્તરક્તત્વ થશે જ, પૂર્વ ઈષન્માનદાનથી અભિમાનેપકરણથી અને અભિમાનેપત્ખણ્ડનથી પૂર્ણમાનદાન વિશેષ છે,સાધન-અધુના તાદૃશ વિશેષાસમ્પાદનમાં હેતુ-કીર્તિ છે તેથી વિશેષણાન્તર-'વનમાલી'પદ-મધ્યમાં ધર્યું, અથવા અત્ર'પાણ્ડુ'શબ્દે આરક્ત જ ગુણ કહ્યાય છે ત્યારે વદન જે વક્ત્ર તેણે અધરામૃતપાન લક્ષિત થાય છે-મુખમધ્યે અધર 'પાણ્ડુ'-આરક્ત-હોવાથી અનુરાગ સતે જ તત્રસ્થ અમૃતનું પાન એમ જ્ઞાપિત થાય છે-વા વનવાસીઓએ આ ઉપભોગ્ય છે-વદનના બદરસાદૃશ્યથી અને બદરના વનીયત્વથી આ મુખ વનમાં ઉપભોગ્ય છે-તેથી વનમાં જઈને આ ઉપભોગવું-એમ સર્વોને જણાવે છે, તેથી પણ વિશેષ "કનકકુણ્ડલલક્ષ્મ્યા મૃદુગણ્ડ' મણ્ડયન્" પદે કહે છે, સ્વવિષયકરજોગુણોદ્દીપને સ્વાર્થે ભગવદાગમનનિશ્ચય કર્યો, અર્થાદ્ નિશ્ચયમાં તેથી પણ વિશેષ શિરોભેદકથને કહ્યો, રમણક્રમના અભાવથી અને આનન્દના નિધાનત્વથી ગણ્ડમાં મુકુલ ભોગાર્થે-રમવિશેષાનુભવાર્થે-ઉપપાદે છે-અનઙ્કુરિતકૂર્ચકઃ શૂતસિતોપલાક્ષ્ય' પયઃ તતોઙ્કુરિતકૂર્ચકઃ સલવણામ્રુતક્ષેપમઃ તતઃ પલિતકૂર્ચકઃ કથિતગુગ્ગુલુદ્રેગકૃદ્ ભવન્તિ હરિણીદૃશાં પ્રિયતમેષુ ભાવાસ્ત્રયઃ" એમ પૂર્વે કોઈક અભિયુક્તે કહ્યું છે-કારણ કે ગણ્ડમાં જ રમમમાસિ છે, 'કનક'પદ વર્ણાન્તરવ્યાપક છે, ગણ્ડનો શ્યામ અને કનકનો પીત વર્ણ છે, ઉત્કૃષ્ટ-પરમાનન્દે-ાણ અસ્મદર્થ કામરસ-ભક્તિરૂપ ગણ્ડમાં કનકશ્રીયોજનથી સર્વાભિવ્યક્તિથી કનકનું અસ્મદર્થ કામરૂપત્વ-જ ઉદ્બોધાય છે તેથી અસ્મદર્થ જ ભગવદાગમન છે એમ નિશ્ચિત થાય છે, અન્યથા અસ્મદ્ભમસ શિરોભેદ ન કરે, ગણ્ડમાં કુણ્ડલશ્રીયોજન શિરશ્ચાલને જ થાય છે, 'યદ્યપિ મહાન્ છે તથાપિ બાલ-નન્દસૂનુ-છે તેથી અસાધારણી લીલા કેમ કરશે !'એ આશઙ્કાને 'યદુપતિ.'પદે નિવારે છે કે આ યાદવોના પતિ છે અને તેઓ-યાદવો-તો બહુશીક હોય છે, 'દ્વિરદરાજવિહારઃ'વિશેષણાન્તર અમર્યાદાર્થ કહે છે, મહાસુરતમાં ગજેન્દ્રવદ્ મહાન્ છે, કારણ કે તે 'દ્વિરદરાજવિહાર' પ્રભુના ગજેન્દ્રવદ્ મહાસુરત વિના આપણી પૂર્તિ નથી,'દ્વિરદરાજ'મા પણ આ-અગ્રે વક્ષ્યમાણ-ધર્મ નથી તેથી દ્વિરદરાજની પણ અપેક્ષાએ આ તો પૂર્વે તાપને આદિમાં જ દૂર કરશે એ આશયે'યામિનીપતિઃ ઇવ'પદ કહે છે, સમ્પૂર્ણ યામિનીના આ પતિ છે તેથી યામિનીગતાના વિરહે સુખદ-તાપને નિવારીને સુખદાતા-છે,"પ્રભુ અહર્પતિ પણ છે ત્યારે 'યામિનીપતિઃ ઇવ' એમ કેમ કહ્યો છો ! ચન્દ્રદૃષ્ટાન્તે દિવસે સુખદાન પ્રાપ્ત થતું નથી કારણ કે ચન્દ્ર દિવસે સુખદ નથી અને ભગવાન્ તો દિવસે પણ સુખનું દાન કરે છે તેથી 'યામિનીપતિ' ઇવ' આ દૃષ્ટાન્ત કયે પ્રકારે યુક્ત છે ?' એમ આશઙ્કીને તેમ અઙ્ગીકરીને 'એષ'પદે ઉત્તર કહે છે કે સર્વાલઙ્કારભૂત તત્ર સ્થિતિ કરે છે-સર્વોના અલઙ્કારભૂત પ્રભુ વૃન્દમધ્યે સ્થિતિ કરે છે-તેમના વિના સ્થિતિ કરવાને અશક્ત સર્વ પરસ્પરગુણાનુવાદશ્રવણતદ્ભાવાનુભવજનિતાનન્દસમુદ્રલહરીએ આર્દ્ર જે પ્રભુ ગમ્યપેણાર્થ અપ્રકટવદ્ દિવસે સ્થિતિ કરે છે તે જ આ છે એમ 'એષઃ'પદે પ્રદર્શિત છે, આથી પણ આનન્દયોગ છે એમ જણાય છે, જેમ અન્ય લીલાનું પરિજ્ઞાન ગોપિકાને ભાવવશથી થયું તેમ ભગવત્સ્થિતિનું પણ પરિજ્ઞાન થયું,

પરન્તુ આ ગાન કાદાચિત્ક છે અન્યથા ગાનરસ જ ન હોય, અને તેથી દિવસે નિકટ જ અપ્રકટ સતા પ્રકારાન્તરે સુખદાન કરે છે અને અધુના–દિનાન્તે–તો શ્રાન્તવદ્ યામિનીપતિવત્–ચન્દ્રવત્–પ્રકટ સતા દૂરથી જ તાપનાશક છે, 'યામિનીપતિ'પદથી જેમ અગ્રે ચન્દ્ર પૂર્ણા યામિનીનો સાક્ષાદ્ ભોગ કરે છે તેમ યામિનીપતિસદશ દ્વિરદરાજવદ્વિહાર પ્રિય અમારો સાક્ષાદ્ભોગ કરશે, અત્ર 'દિનાન્તે'પદનો અન્વય 'સામ્પ્રત'સાથે છે અને તેથી મૂલમાં 'યામિનીપતિઃ ઇવ' પદનો અન્વય પૂર્વ 'દ્વિરદરાજવિહારઃ'પદ સાથે અને અપર 'એષઃ'પદ સાથે કરવો, 'એષઃ'પદની આવૃત્તિ કરવી, તેથી દિનમાં અપ્રકટ સતા આ સુખદાતા છે દિનાન્તે યામિનીપતિવદ્ આ દૂરથી જ એમ તાપનાશક છે અને અગ્રે તો યામિનીપતિસદશ સતા દ્વિરદરાજવિહાર પ્રિય સાક્ષાત્ પૂર્ણ ભોગ કરશે. આ અર્થનું જ્ઞાપન પ્રભુ જ કરાવે છે એમ જણાય છે, કારણ કે મુદિતવક્ત્ર–પ્રસન્નવદન–થઈને ઉપ યાન–સમીપ આગમન–કરે છે, પૂર્વયુગલમાં ચન્દ્રદષ્ટાન્ત કથ્યું છે તેથી પુનરુક્તિ આશઙ્કીને કથે છે કે આ ભાવ તેમનો–ગોપિકાનો–જ હિતકારી છે, પૂર્વે સાધારણ્યે સર્વના તાપનાશક શ્રમરુક્સહિત પ્રભુ છે એમ સાધારણ્ય કથ્યું છે અને અત્ર 'મુદિતવક્ત્રઃ'પદે વિશેષતઃ આ ગોપિકાઓના જ હિતકારી છે એમ અસાધારણ્ય કથ્યું છે એમ પૂર્વ યુગલથી પણ આ યુગલનો વિભેદ છે, ઉપસંહારમાં 'મોચયન્ વ્રજગવાં દિનતાપ'પદે પુનઃ કથે છે કે સમ્પૂર્ણ દિવસમાં વ્રજનો અને સદ્યઃપ્રસૂતા ગોનો જેટલો તાપ હોય છે તે સર્વને જ મોચે–નિવારે–છે, યદ્વા જેમ ગોના રાત્રિજવિરહજ તાપને દિવસે સ્વરૂપનાદાદિએ મોચે છે તેમ વ્રજસ્થિત સર્વના તદેકનાથત્વે તદેકપોષ્યત્વે તદધીનપ્રાણાદિધર્મત્વે અને જેમ ગોદેહપ્રાણાદિરક્ષાર્થ દિવસે વનમાં ગોનયન કરે છે તેમ નિશામાં ભગવાન્ સ્વામિન્યર્થ વ્રજમાં આગમન કરે છે તેથી સ્વામિનીઓ ગોવત્ છે અને તેથી 'ગો'પદે સ્વામિનીનું જ કથન છે. (૨૪-૨૫).

**આભાસ**–એમ નિરોધને નિરૂપીને સ્ત્રીઓના નિરોધને ઉપસંહરતા શુક તદ્દ્વારા–સ્ત્રીદ્વારા–પ્રકરણસ્થ તામસોનો નિરોધ 'એવમ્' ઇત્યાદિએ ઉપસંહરે છે, અત્ર ગોપિકાઓનું જ મુખ્યત્વ હોવાથી એમન નિરોધના ઉપસંહારમાં સર્વ જ તામસોનો નિરોધ ઉપસંહૃત થઈ ગયો.

**एवं व्रजस्त्रियो राजन् कृष्णलीलानुगायतीः। रेमिरेऽहःसु तच्चित्तास्तन्मनस्का महोदयाः ॥ २६ ॥**

**અક્ષરાર્થ રાજન્ ! તચ્ચિત્તા તન્મનસ્કા મહોદયા કૃષ્ણલીલાનુગાત્રી વ્રજસ્ત્રીઓએ દિવસે એ પ્રકારે રમણ કર્યું. ૨૬.**

**વ્યાખ્યાન**–'રાજન્'સમ્બોધન વિશ્વાસાર્થ છે, એ પ્રકારે દિવસે ભગવત્સમ્બન્ધરહિતા દશામાં પણ કૃષ્ણલીલાને જ આનુપૂર્વ્યે બહુકાલાનુવૃત્ત્યર્થ અનુક્રમે ગાતાં સતાં વ્રજગતા પણ સ્ત્રીઓએ રમણ કર્યું, ફલદાનદ્વારા જ કીર્તિ આનન્દરૂપા નથી પરન્તુ સ્વતઃ જ આનન્દરૂપા છે અને તાદશી કીર્તિ તેમના પ્રતિ થઈ તેથી તેમની ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ પણ ભગવન્નિષ્ઠા જ થઈ ગઈ એમ "તન્મનસ્કાઃ તચ્ચિત્તાઃ"પદે કથે છે, ચિત્ત જ્ઞાનપ્રધાન છે અને મન કર્મપ્રધાન છે, એમ સર્વ પ્રકારે પ્રપઞ્ચવિસ્મૃતિ અને ભગવદાસક્તિ નિરૂપી, 'તેમને એમ નિરોધ કેમ ફલિત થયો?' એમ આશઙ્કીને તત્ર 'મહોદયાઃ' પદ કથે છે, મહાન્ જ અભ્યુદય–ભાગ્યરાશિ–જેમનો એવાં મહોદયા જ તે સ્વામિનીઓ છે તેથી સર્વ સુસ્થ છે.[1] (૨૬).

॥ દ્વાત્રિંશાધ્યાય સમાપ્ત ॥

॥ તામસફલપ્રકરણ સમાપ્ત ॥

---

૧. અત્ર શ્રીમદગ્નિકુમાર શ્રીવિઠ્ઠલેશ્વરપ્રભુચરણ દશમસ્કન્ધટિપ્પણીગ્રન્થનો ઉપસંહાર કરતા નિજપિતૃત્વચરણ શ્રીમદ્વલ્લભાધીશ્વર પ્રતિ વિજ્ઞપ્તિ કરે છે કે પિતૃપાદાબ્જકૃપાએ હરિની ભક્તોની તુષ્ટ્યર્થ યથાશક્તિ મેં નિરોધવિવૃતિ–શ્રીદશમસ્કન્ધસુબોધિની–સ્ફુટા કરી, આ જ પ્રકારે બુધોએ નિરોધવિવૃતિસ્થ રાય છેતવ્ય, તેથી તે પ્રકારને પ્રદર્શિત કરું છું. મજ્જદ્ પદામ્બુજપરાગ વિના આની–નિરોધવિવૃતિની–વિચારણામાં મનાક્ પણ શક્તિ હોઈ શકતી નથી તેથી શ્રિવિઠ્ઠલેશપાદામ્બુજના સદા આશ્રિત મેં ચિરવિચારકૃતતદીયતાત્પર્ય લખ્યું, ગોવિન્દવિહૃતિવિવૃતિમાં જે કોઈ સંશયપઙ્ક્તિરૂપ હોય તે શ્રીવિઠ્ઠલવાણીસલિલથી નિર્મલ હો. (૧-૪).